પોલ-મસાદી

તબેલાનું —



" ઘોડારમાં બાંધીપુરીને ચાબખાઓ મારતાં "

— તોફાન.

# પોલના બે બોલ

——(૦)——

આ નાનકડી ચોપડી ' તપેલાનું તોફાન 'ની આદી અવળી ઉત્પતિ અને તેનું વર્ણન કરવું એ કરતાં એજ જણાવી દેવાને ફરજ સમજવી કે પુષ્ટિ માગ ની સાચીજ અખંડિત પોલ, મહા પોલ યાવતચંદ્ર દિવા કરો નીહોસં તો તે એકજ માત્ર મહા અનંત અવધીની વ્યભિચારની બુરી નિંદ્ય પાપીષ્ઠ બદી અને તેને પહોંચી વળવાને મટેજ મોજ શોખ વૈભવ એશઆરામ ગાડી વાડી ચોરી દગા ફટકા વિશ્વાસઘાતાદિની કુટીલ પ્રણાલીમાં પ્રેરાઇ જગતની દ્રષ્ટિએ નિંદાવાનેજ જાણે જન્મી આવેલા હોયની તેમ એ આચાર્ય પદવીધરો પોતાના પંથ પુષ્ટિમાર્ગની પાપીષ્ઠ પિશાચ લીલાઓ ખેલીને એક કીડા માફક જીંદગી ગુજરવાં કેમ ગુજારે છે તેનુંજ બ્યાન રજુ કરવાનું મહા ભાગ્ય સાધ્ય પ્રવાસી પાગલને થયું હોય તો તેનો કુલ ભાર આધાર, ' ગોમાતાજ ' છે ભારત વર્ષનું નુર તેજ યા ભારતીયનું શીયળ અથવા કુંકુમ અખંડ સૌભાગ્યનું ચિન્હ પરા પુર્વથી મનાતું હોય તો માત્ર ગાય, આ ગાય માતાની નિર્મુલતા માટે આજ કાલ ઘણા દાયકાઓથી પરદેશી પ્રજાને પનારે ભારત દેશ પડયો ત્યારથી જ્યાં ત્યાં ન્હાના મ્હોટા શહેરોમાં કતલખાનાં સ્થપાયાં છે અલબત આ કતલખાનાઓમાં ગાય સિવાય અન્ય પશુઓનો પણ સંહાર કરવામાં આવે છે અને તેના હાડ માસ ચામડા પરદેશ ર્‌હડાવવામાં પણ આવે છે, તેજ માફક ભારત વર્ષનું તેજ ગાય માતાના પણ અગણિત સંખ્યામાં ચામડાં હાડ માંસ અને રકતાદિ ચીજો માત્ર વેપાર દ્રષ્ટિએ પરદેશ મોકલવામાં આવે છે અને તે પરદેશવાળાઓ ઘણી ઘણી ચીજ વસ્તુઓ બનાવી તેના વડે બીજી ચીજો સાથે મીલાવટ કરી કરાવીને આપણા ભારત વર્ષમાંથી લક્ષ્મી હરણ કરવા આજપર્યંત વેચી વેચાવીને પોતાનું ઘર એકદમ ભરી દેવામાં કુશળ નિવડયા છે એની સાક્ષી આજની ભારત વર્ષમાંની મોંઘવારી અને બીજી કેટલીક કઢંગી સ્થીતિ પુરે છે.

એ તો નાનામાં નાનું બચ્ચું એ સમજી ગયું છે કે ઘી દુધ દહીં વીગેરે પ્રતિદિન મોઘું થતું જાય છે.

આવા પ્રકારની મોઘારત કેમ મટે અને અસલના સુખ શાન્તિ સંપન્ન દિવસો એવાનું અને અનુભવવાનું બાજુ પર મુકીને માત્ર તે અસલ સુખી દિવસોની ઝાંખી માત્ર કેમ થાય એનાજ વીચારો રાત્રી દિવસ આજના પોલના સમ્પાદક પ્રવાસીપાગલના (મ્હારા) હૃદયમાં જડ ઘાલી રહયા હતા અને એજ ઉદ્દેશની સફલતા માટે ઠેઠ હરદ્વાર-હૃષિકેશની સફરે પણ સાધી. મ્હાના મોટા આત્મા મહાત્માઓના પવિત્ર દર્શનોના ઘણાં લાંભો લેવાયાં છતાં મૂળ સવાલ ગાયનો જે ઝલ હથી રહયો હતો તેનો નિકાલ, યાને તે માટે શાન્તિદાયી માર્ગ એક પણ ના સુઝયો. આખરે કેટલાક મહીનાઓ પસાર થયા બાદ એકાએક પણ અતિ-મજબુત પણ અટલ, અતુટ આવો એક વિચાર ઉદભવ્યો કે, આ ગાય-માતાના રક્ષણ માટે, માત્ર ધર્માચાર્યોજ ઉપદેશદ્વારા અને દ્રવ્યથી કરી સકવાને સમર્થ છે. આમ મનમા વધારે મજબુત કરીને, ઘણાં પંથા ચાર્યો, જૈનાચાર્યો વિગરેને મળી પુજ્ય શ્રી શંકરાચાય મહારાજનો પણ દર્શન કરી કૃતાર્થ થયો. એ પુજ્ય શ્રીના ગાય-રક્ષણના માટેના વિચારો જાણ્યા, સમજ્યો કે, કયાં ઉણપ છે! આથી મ્હારૂં હૃદય પુષ્ટિમાર્ગના પ્રસારક ગોસ્વામીઓથી કામ લેવાને વધુ પ્રેરાયું. એ સ્વાભાવિક છેજ કે, પુષ્ટિમાર્ગી વૈષ્ણવ પણ હોવાનો મ્હારો દાવો મ્હારા બપાવા અને દાદાઓથી ચાલતો આવેલો છે. અંતે મ્હને એક મ્હારા મિત્ર લઈ ગયા. ગોસ્વામી શ્રી ગોકુલનાથજી મહારાજ પાસે મ્હને અચુક ઓઠલ વાદ છેજ કે એઓશ્રીને જેટલો વખત હું મળ્યો તેટલા વખતની વાતો ધાકમા મ્હારા તરફથી 'પ્રભુ' સીવાયનું સંબોધનજ નહોતું થતુ ગૌમાતા માટેનામ્હારા વિચારો તેઓશ્રીએ પુરતી શાન્તિથી અને ખાસ રક્ષાના ઇરાદા પુર્વક દ્રઢમનથી સાંભળેલા અને મ્હારા તે વીચારોથી એક યોજના ઉપર પોતાની પસંદગીનો મત મુકત કંઠે દર્શાવેલોજ અને તે વખતે એ યોજના માટે કુશળ કાર્ય કર મ્હને તેઓજ લાગેલા. મ્હેં પ્રાર્થના કરી પરંતુ તેજ પ્રાર્થનાપર "જોખમ વગર કશું કરવા તૈયાર છું." એવા વિચારો રૂપી વારી ફેરી દીધું ખરેજ મ્હને અચુક સમજાયું કે આવા ધર્માચાર્યો હોવાથીજ આજે હીંદુસ્તાનમાં દાલીદ્રતા અને ભુખ મરો વધી પડયો છે. એ એમન જ પાપી પાખંડી મોહ જાળના દૃષ્ટમોજ

આભારી છે. માટે આવા ધર્મના પડદે, પાખંડ મતાધિકારીઓની પોલ જગતની પાસે મુકીજ અને જગતને સાફ સાફ જણાવી દેવું જ. ચેતો! ચેતો ઓ માનવ—પ્રાણુ!

આ ધર્માચાર્યો નથી. પણ ધર્મ રાક્ષસો છે
'તમારૂં લઈ તમારૂં ખાઈ ઉલટા મુર્ખા બનાવે છે,
તમો છો શેઠ એ નોકર, છતાં એ કાયદો ક્યાંનો,
દીધો જે વાસ વસવાનો, પડોશી ઘર ધણી થાનો!

આ કડીઓપર વાંચનાર વિચાર કરશે તો જણાશે કે, ઇશ્વરના આ ઇજારદારો આપણને ઇશ્વર પાસે તો ઠીક પણ ઇશ્વરમાં પવિત્રપણે મન પરોવાઇ રહે આપણું એવું કાર્ય આપણા માટેજ કરવાને આપણા આ નોકરોને ઈશ્વરના શ્રીઠાકુરજીના નામે દ્રવ્ય આપીયે છે તેનો ઉપયોગ આ લોકો ઉલટો કરીને આપણી ઇજ્જતને લૂંટે છે. આપણી માતા બ્હેનો બેટીઓ અને વહુઓની સાથે મનગમતો વ્યભિચાર કરીને અને શંડવા યા ભડવા મીઠાલ કરાવી ને નરકના કીડા પોતે બનીને પોતાના ભક્તો રૂપી શેઠોને પણ બનાવે છે એવી નીચ ચાંડાલ આચાર્યોની પોલ ખોલવાની પ્રતિજ્ઞા, પ્રયાસો પાગલ કરે તો તેમા જરાએ અયોગ્ય નથી પુષ્ટિમાર્ગમાં પેઠેલો વ્યભિચારનો કીડો, અને તેના ભોગ બનેલા આચાર્યોનો જડ મુળથી નાશ વિનાશ સંહાર કરાવાને કરવવાને ગમે તે સંકટો આવે ને સેહવું પણ નિજ કાર્યપર અટલ રહેવું એજ પ્રતિજ્ઞાના પ્રયાસનુ ફળ "તમેલાનું તોફાન" પ્રસ્તુત પુસ્તક છે. હજુયે જે આ ચોકુલીઆ ગોસાંઇ બાવાઓ નહીજ સમજે તો એક એવા વખતની આગાહી પોલ આપે છેકે 'ધર્મ ગુરૂઓની પરિક્ષા' કાયદેસરની લેવાણી જોઇએ. તેમાં સઉ પ્રથમ "કામ પ્રદિપના" શક્તિનો સાવ લય થયેલો જે માનવમાં હોય તેને સર્વ પહેલાં ચાન્સ અપાવો જોઇએ માટે ઓ ગોકુલીઆ બાવા આતો તમારો પંથ ફોરાસ રોડ, વાંઇટલેન, ભેંડી બજાર, ગ્રાન્ટરોડની હરીફમાં પાછો નહી પડનારો સઉ સમાજ કબુલ છે. માત્ર તમારા ઇન-પીઠ તીનપાટી આંધળા બગુખ પચ્ચરો (ભક્તો) છે તેજ માત્ર આગડોળા માફક ડોળા ફાડી રહે છે. માટે સાવધાન!



ગોસ્વામી ૧૦૮ શ્રી. જીવણુલાલજી મહારાજના વારસદાર

ને

વગર રજાએ, વગર પરવાનગીએ

## તબેલાનું તોફાન

અર્પણ.

# અર્પણ-પત્રિકા.

વલ્લભ વંશના હાલી નિકળેલા આજ કાલના ગોસ્વામી મહારાજો ધર્મ-ની ઓથમાં ધર્મ રાક્ષસો બની અધમ, પાપીષ્ટ, પીશાચ લીલા કયા પ્રકારની ખેલી રહયા છે તેનો સાવ સાચોજ સાક્ષાતકાર વૈષ્ણવ સમાજને, અરે નહિ! પુષ્ટિમાર્ગીયોને તેમજ પુષ્ટિમાર્ગી ગોસ્વામી, આચાર્યોને થાય એ પહેલાં એકજ વાત એ જણાવવાની કે, આ ગોસ્વામીઓ વાસ્તવિક જોતાં ધર્માચાર્યો છેજ નહી, માત્ર પંથાચાર્યો હોવા છતાં, ધર્માચાર્યોની હરોળમાં રહેવાની આકાંક્ષા તીવ્ર ખરીજ; એથી પંથાચાર્યોના બદલે ધર્માચાર્યના નામે, ધર્મના બ્હાને પુષ્ટિમાર્ગના મંદિરો અને હવેલીઓમાં શ્રી ઠાકુરજીના ભોગ નિમિતે મ્હોટા મ્હોટાં અનાજના ઢગલાઓ રાંધીને, જાહેરમાં એ રાંધેલા અનાજને હિંદુ સીવાયના બીજાઓ પણ લે, એવી છુટથી, દિલ્હી લખનૌના ભાંડ ભંઠીયારાઓની માફકના ભંઠીયાર ખાના ખોલેલાં જગ મશહુર છે. આપણે બહુએ વાર સાંભળ્યું છે કે દિલ્હી, લખનૌના ભાંડ ભઠિયારાની ચાલ કેવી છે તેવીજ, અરે તેને લજાવે એવી વીચીત્ર ચાલ જે વ્યભિચારીને પોષણ આપનારી કુટણખાનાઓમાં કમાલ કરતી કુટણીઓનો, તેમજ ભાંડ ભવાઇયાઓની હરદમ હાજરીનો સાક્ષાતકાર કરતો, ગોસ્વામી-ગાજરાચાર્યનો એક નમુનો 'તબેલાનું તોફાન' મોજુદ છે અને તે મુંબઇ શહેરમાં ભુલેશ્વરના ૩ જા ભોયવાડાના મરહુમ જીવણલાલજી ગોસ્વામી મહારાજે ગાજરાચાર્યની ખોટ પુરી પાડેલી તે મહામહેનતનું પરિણામ તબેલાનું તોફાન છે અને તેજ ગાજરાચાર્ય જીવણજીના વ્યભિચારાદિ જુલ્મી કારસ્તાનોથી પોતાના ભકત ભકતાણીઓ એટલાં બધાં ત્રાસદાઇ થઇ ગયાં હતાં કે, એ ગાજરાચાર્યની હવેલીમાં, મંદીરમાં યા એવા કારસ્તાનોથી પ્રખ્યાત થતા કુટણ ખાનામાં યાવતચંદ્ર દિવા કરો જવુંજ

નહી અને પોતાની મીલકતમાંથી પોતાના વંશ વારસોએ એક પણ પાઈ એ ભામટા બદમાસ ગાજરાચાર્ય ગોસ્વામી જીવણજીને લઈને કોઈ પણ મહારાજોને યા 'પુષ્ટિમાર્ગી મંદિરોમાં' આપવીજ નહી, ' એવો જુલમાટ, એવો સીતમ એવો કારમો કેર વર્તાવનાર જીવણજીની ગાદી ઉપર ગોઠવાયેલા ગોસ્વામી ગોકુલનાથને ' પુષ્ટિ માર્ગ ' નામના પુસ્તક ઉપરથી ' પોલ 'માં ઉતારીને આજે લોકની માગણીને તાબે થઈને ' તબેલાનું તોફાન ' પુસ્તક આકારમાં બહાર પાડવાનો સુયોગ સધાયો છે અને તે પુસ્તક અર્પણ કરવાનુ યોગ્ય છે. વળી 'તબેલાનું તોફાન' આજે જો ઉક્ત વર્તમાન ગોસ્વામીના નામ સાથે જોડાય તો જરાએ અયોગ્ય કે અવિવેક થતો નથી. એવું માનવાને પોલનો સમ્પાદક મગરૂર છે એથીજ સાદરાનાદર ગમે તેમ પણ અર્પણ કરવાનું આ સાહસ છે, અલબત આ સાહસનો સ્વીકાર ઉકત મહા પુરૂષ મહા દિલે કરશે કે કેમ ? તે પણ મહા સવાલ છે છતાં ફરજને તાબે સમ્પાદક પોલનો છે એથી એતો એમજ કરે.

પ્રવાસી પાગલ.





# તબેલાનું તોફાન

ઉભું કરનાર આ વ્યભિચારી, મહાંત મહારાજ જીવણલાલજી

ઉર્ફે ૩ ભોયવાડાના કસાવતાર

# તબેલાનું તોફાન

श्रीमद्गुरोः पादतलाश्रयस्तंतो
निवेदनं वित्तशरीरचेतसां ॥
तत्पादुकायां भजनं भगेरतिः
स्त्रियः समालिंगनमंगन मर्दनं ॥
परस्परं भोज्यमहर्निशैरतिः
स्त्रिभीः समपानमनं तसौ हृदे ॥
श्री गोकुलेशा र्पितचेतसां नृणां
रीतिः परासुंदरि सारवेदिनां ॥
यत्पादुका पूजन धर्म मुख्यो
सुतास्नुषादारसमर्पणंच ॥
चक्रांकितानां भुविवैष्णवानां
रात्रौ दिवायां सुर वंददाति ॥
सार्वमता पुण्यतमा पृथिव्या
सुखंजननां ददतेच नित्यं ॥
अयं स्वपुरुषः अयं परपुरुषः
एन कथं स्पृशामी इवमेव भ्रांति ॥

વ્હાલા પોલ વાંચનાર ! ઉપર જણાવેલા પાખંડ ધર્મ ખંડનના શ્લોકોનો પૂરો ભાવાર્થ આપીને એ પાખંડ ધર્મના ચાલકોનો જોર જુલમ, તેમને માનનારા પૂજનારા અખંડ શ્રધ્ધાળુ ભાવિક ભકતો ઉપર કેવા પ્રકારનો થયો છે. તેનો અંત્યત હૃદયદ્રાવક સાચો બનાવ પોલ વાંચનાર આલમની સ્હામે મુકવાને સાહસ કરીએ છીએ. પાખંડ ધર્મના સિધ્ધાંતનો પહેલો શ્લોક, એ ધર્મના અનુયાયીઓને આજ્ઞા કરે છે કે:—'ગુરૂને નમવુ , ચરણ દાબવા, તન, મન, ધન' અર્પણ કરવું ગુરૂની પાદુકાની પૂજા કરવી. સ્ત્રીઓના ગુપ્તસ્થાનમાં પ્રિતિ રાખવી, સ્ત્રીઓને આલિંગન દઇને તેનું અંગ મર્દન કરવુ"

આગળ ચાલતાં બીજા શ્લોકમાં વધારે ખુલાસો કર્યો છે:—(તે શિષ્યોને રહસ્ય ધર્મ શું છે તે બતાવ્યો છે.) પરસ્પર સાથે બેસીને ખાવું, પીવું પ્રેમ-મગ્ન (હવસ હડકાયા કુતરાં) બની સ્ત્રીઓની સાથે જારકર્મ (વ્યભિચારી) કરવું આવી ઉત્તમ પ્રકારની રીતીવાળા મતના જેઓ છે તેમણે શ્રી ગોકુલેશને પોતાનુ મન અર્પણ કર્યું છે, એ થરમેમીટર (માપ) ભકતોની છે તેમ હે સુંદરી ! વેદનું રહસ્ય પણ એજ છે.

હવે ત્રીજામાં વૈષ્ણવોનો મુખ્ય ધરમ ગોલા, ગાંડું ગમાર, ગુરૂઓ સમજાવે છે કે:—ગુરૂઓની પાદુકા પુજવી, અને બેટી, વહુ, તથા બાયડી અરપણ કરવી, (ગુરૂઓ નવરા સાંઢ છે એથી) સ્ત્રીઓ તરફની ફરજને ફાંકો દેખાડતાં નરપિશાચો સેતાનના સાથીઓ, બદમાસ ગુરૂઓ ધરમ બોધ કરે છે કે:—પૃથ્વીપર ગુહ્ય ચક્રના જેવા તિલકતાણુ (ચુલા નિશાનીઓ) વૈષ્ણવોને જે સ્ત્રીઓ રાત્રિ દિવસ સુખ આપે છે તે સ્ત્રીઓ ધન્યવાદ પામે છે. તેવી સ્ત્રીઓ મહા પુણ્યવાન ગણાય છે. કેમકે ભકત જનોને હમેશા સુખ આપે છે, એથી સ્ત્રીઓએ એમ માનવાનું નથી કે આ મારો પુરૂષ છે, આ પરાયો પુરૂષ છે, એને કેમ અડકવુ ! એ તો મોટો ભ્રમ છે

આ પ્રમાણે એ ધર્મના સિધ્ધાન્તો પરથી સાફ સાફ મુંઢ અને અભણને દિવા જેવું સમજાઇ આવેજ કે, આવા પ્રકારની આજ્ઞા વૈષ્ણવો અને તેમની વહુ, બેટી, અને બાઈડીયો માટે નિર્માણ થયેલી છે. તો પછી વૈશણવો રાંડવા ભડુઆ અને કામિનીઓનાં કાળજ લેખાય, ને તેમના ગોકુળીયા ગુસાંઇઓ સાક્ષાત કાળના સરદાર ચાંડાલ નહિ તો બીજા કેવા કહેવાય ? આથીજ આ સ્થળે " પુષ્ટિ-માર્ગ " માતેલો—માર્ગ વ્યભિચારનો અખાડોજ, અને એનીજ સાચી ઘટના વાંચનારાંઓનાં દિલ ઉશ્કેરનારી છે, તો અમો અર્જ ગુજારીએ છીએ પોલ વાંચનારાઓને કે, જેઓને આ બીના સાચી લાગે તેમને તો એજ કરવાનું બીડું ઝડપવું રહ્યું કે, એવા ઢોંગી ધુતારા, શયતાન ગુરૂઓની બદચાલ ઉપર હજારો ફીટકાર. લાખો ધિકકાર, ક્રોડાવધી તિરસ્કારોના તીરો (બાણ) પોતાના હૃદયભાથામાંથી કાઢીને ફેંકવા, અને એવા સડેલ સંપ્રદાયના મૂળને સદંતર નાબુદ કરવા માટે તન મન અને ધનની પ્રતિજ્ઞા લેવી અને જેમને એમ લાગે કે આ ઘટના માત્ર ઉપજાવી કાઢી છે. અને તે એક ભ્રમ છે તો તેમને "યાવત ચંદ્ર દિવા કરો " એ સડેલા સંપ્રદાયમાં વ્યભિચારના વમળમાં વિંટળાયેલા વલ્લભી પંથમાં અથવા પુષ્ટિમાર્ગમાં પોલા થઇને ગોલા ગુરૂઓની પોલમાં સડવું. " પોલ " તો સાચું જણાવી દેવાને પાછી પાની કરનાર નથીજ.

———




ઘટના સ્થળઃ—ભુલેશ્વર. પુષ્ટિમાર્ગનું મંદિર, ઘટના'નો ઘાટ ઘડવામાં મંદિરનો આચાર્ય, ગોસ્વામી જીવણજી મહારાજ. સિધશાહી બંદરનો રહીશ અને ઘીનો વેપારી રૂપો માધવજી ભાટીઓ, તેની સ્ત્રી, શેજાં નામની રૂપાની સ્ત્રીની સગી ફોઇ (પુષ્ટિમાર્ગના ગોસ્વામી ગાજરાચાર્યની કુટણી કામદાર) આગબોટનો કપ્તાન

શાહબંદરનું ભાટીયા મહાજન, કેટી બંદરના શાહુકાર વલ્લભ દાસ લક્ષ્મીદાસ રૂખા, ભેટીયાએ, અંગ્રેજ અમલદાર, પાંચ ગધેડાં, મુંબઈના ભાટીઆ મહાજનના હાલાઈ અને કચ્છી ચોવીશ શેઠીઆઓ તબેલામાં ચાર પગા ઘોડાની હારમાં બે પગા રૂપે, તેમાં મુખ્ય મુખ્ય શેઠીયાઓમાં જીવરાજ બાલુના કરતા કારવતા શેઠ ખટાઉ મકનજી, શેઠ ગોકલદાસ તેજપાળ, શેઠ લક્ષ્મીદાસ ખીમજી, શેઠ ગોકુલદાસ પાસ્તા, શેઠ રામજી ચતુ, શેઠ પીતાંબર વલુ, શેઠ રણછોડદાસ જાદવજી, વીગેરે વીગેરે.

જીવણજી મહારાજ:—(હાથમાં માળાસહ વ્યભિચારીનો ચાળો કરતાં) શેજા ! ઓ શેજા ! અરે શેજા ! (કોઇ નહિ જણાયાથી જરા આવેશમાં) શેજા કયાં મરી ગઈ ! અરે મારાથી દુર કયાં ગઇ ? (આમ વિહ્વળ બનેલા વલ્લભી કુળ કીટ કંટાળ્યા અને થોડીક ઉંચી નજરે જરા આંખે સુધી વ્યભિચાર ભરી કાળા ડોળાઓ ફરકાવવા લાગ્યા; ત્યા કોઈ ફરતું જણાયું.) " એથી કોણ છે ! "

મહારાજનો અવાજ તે ફરનાર વ્યકિતને કાને પડયો. એ વ્યકિત સ્ત્રી હતી તે તુરતમાં દોડતી મહારાજની અતિ નિકટ ( જાણે બગલની બખોલમાં ભરાવાની ઉત્કંઠાપાત્ર કરતી હોયની તેમ આવી બે હાથ જોડી બોલી.—

'આજ્ઞા પ્રાણવલ્લભ !'

મહારાજ—મ્હારી ફોઇ શેજા કયાં ? જા, જયાં હોય ત્યાંથી બોલાવ હયાં.

વાંચક ! તે રૂપા માત્રજીપી સ્ત્રી હતી—

સ્ત્રી-જેવી આજ્ઞા. (ત્યાંથી ચાલી ગઇ ને થોડીક વારમાં શેજા ડોશી ઉર્ફે કુટણી કામદાર [ ખાસ જીવણજીની મદદગાર ] ને લઈ મહારાજની પાસે આવી ઉભી.

શેજા—(બંને હાથ જોડી ઘડપણના લીધે ડચકાતે ડાચે) 'પ્રભુ ! શી ઇચ્છા ?'

મહારાજ—રૂપો આવ્યો હતો, આને ( પેલી સ્ત્રી તરફ મ્હોં કરી) ઘેર લઇ જવાનું કહેતો હતો.

શેજાં—અરરર ! એ તો ગજબની વાત, સાસતરથી ઉલટી વાત, ( હતાશ હૈડે ) અરે ! આ તો કળજુગના દી આવી લાગ્યા બાપ, ( મહારાજને ) કૃપાનાથ ! રૂપો એની બાયડીને લઇ જાય, તો ખરેજ ધર્મ લોપાય.

મહારાજ—ઠીક, ઠીક એનું તો હું સમ જી લઇશ.

રૂપાની સ્ત્રી—( વચ્ચમાંજ ) હું યે કંઇ શેજીથી વેગળી થોડી થઇશ. (આમ વાત ચીત થઇ રહી છે ત્યાં રૂપો આવે છે, અને જીવણજી મહારાજને પાયે લાગે છે. )

રૂપો—કૃપાનાથ મારી અરજ છે.

મહારાજ—કેમ શી ગરજ છે ?

રૂપો—પ્રભુ ! એને ( પોતાની સ્ત્રીને ) મ્હારે ઘરે આવવાનો બોધ કરો, અને મ્હારો સંસાર સુખી કરો.

મહારાજ—અલ્યા ! અને હું શું કરૂં ? એની સેવા વગર રખડું ? જરા વિચાર કરી બોલ, આતો શ્રી ઠાકુરજીની સેવ નો લાભ છે અમોલ, તુંજ સરીખા પામરના ભાગ્ય ખુલ્યાં છે, અને કંઇકના નસીબ આવી સેવા વગર ફુટ્યાં છે, એની તને છે કઇ ખબર !

રૂપો—પ્રભુ ! મ્હારે ત્યાં રહેશે અને આપની સેવામાં રોજ આવશે

મહારાજ—આવી અનુચિંત માગણી કરતાં શરમ આવતી નથી ત્હને ! શું એમ તે કંઇ બને ? જરા શરમા, કોઇનો ભરમાવ્યો ના ભરમા.

રૂપો—પ્રભુ ! આપ શું કહો છો ? નિંદાને પાત્ર થવાનું વેણ વદો છો. મ્હારી સ્ત્રીની હું કરૂં છું માંગણી એમાં અનુચિત બીના શી ગણી ?

જીવણજી—

ના કશી દરકાર મુજને દુન્યા તણા વ્યવહારની,
માત્ર આજ્ઞા પાળ તું. ખોટી ખરી ગુરુરાજની;
શાસ્ત્રનો સિદ્ધાંત સાચો, ગુરૂ કહે તે માનવુ,
જાર સેવા ભકિતનો, આ માર્ગ સાચો જાણ તું;

રૂપો–પ્રભુ અવધિ થાય છે, મર્યાદા શાસ્ત્રની લોપાય છે.

મહારાજ—રૂપા ! શાસ્ત્રો અમે બનાવ્યા છે, અને તે ભકતો માટે કરવામાં આવ્યાં છે, અમને તે બાધ કરતાં નથી, એથી અમે તે શાસ્ત્રોથી ડરતા નથી. અમને ગમે તેમ વર્તવાનો અધિકાર છે, સારા નરસાનો અમને વિચાર છે. તારાથી અમને કશું કહેવાય નહિ. અમે કંઇ પણ કરીયે તેમાં મર્યાદા લોપાય નહિ. સમજ્યો !

રૂપો—આ તો અન્યાય થાય છે, આપના મોઢે અઘટિત શબ્દો ઉચ્ચરાય છે.

મહારાજ—

ઘટિત કે અઘટિત છે એ તરે જોવાનું નથી;
તુજ સરિખા સેવકોને બોલવું ઉચિત નથી.
શાસ્ત્રના રહસ્યની તુને કશી ના ગમ છે;
શાસ્ત્રની વાતો બધી મુજને સદા માલુમ છે.

રૂપો—પ્રભુ ! આવી હઠ નકામી છે, પરિણામે બદનામી છે.

મહારાજ-(જાણે સવાશેર રાઇ માથામાં હોયની તેમ) રૂપા ! બસ કર, જીભને વશ કર.

રૂપો-ઠીક પ્રભુ, જેવી આપની મરજી, [એટલું કહીને આ રૂપો તો કથીર બની ગયો, ધોયેલા મુળા જેવો ત્યાંથી ચાલી ગયો, અને મનમાં ને મનમાં વિચારોના કિલ્લા ગોઠવવા લાગ્યો. ઓ તારીની ! આ તે મહારાજ કે યમરાજ ! શો કલીયુગનો પ્રભાવ ! આ ગોસ્વામી બાવામા નર્યો ધર્મનોજ અભાવ ! વાહ ! જીવણજી બુઆ ! બાયડી મારી ને સત્તા તમારી, આવો લવારો કરતો તે બે ચાર સારા ભાટીઆ વગદાર

શેઠીયાઓ પાસે જઇને એ સેતાનના સાથી, બદમાસની બલા રૂપ જીવણજી મહારાજના નામે પોક મૂકી રહયો અને બે હાથ જોડી કરગર્યો, ઓ ભાઇઓ ! અત્યારે મ્હારી વ્હાર કરો, વ્હાર કરો ! આ જીવણજી મહારાજને ભકત જનોની રૂપાળી રૂપાળી બાયડી પચાવી પાડવાનો વ્યભિચારી રોગ લાગુ પડયો છે.

પહેલો શેઠીયો—શું કહો છો ! કાળજું ઠેકાણે રાખી વદો છો કે પછી જેમ ફાવે તેમ બકો છો ?

બીજો શેઠીયો—ત્યારે વળી બીજું શું ! અમે કંઇ ભોટ છીએ તે એવા વ્યભિચારના કારસ્તાન રચે તેવા ગોસ્વામીના ચરણસ્પર્શ કરી શ્રધ્ધા પુર્વક માનીએ ?

પહેલો શેઠીયો-ચાલો જવાદો, (રૂપાને) કંઇ નહી, આપણે મંદીરમાં જઇએ અને ખરી હકીકત શી છે તેથી જરૂર વાકેફ થઇએ! આમ કહીને રૂપાને લઇને મંદિરમાં જીવણજી મહારાજ પાસે આ શેઠીયાઓ આવ્યા. પણ ભાટીયાઓ તે આ ગોકુળીઆ ગોસાંઈ બાવાઓને મહા પ્રભુ માને છે, ઇશ્વર જાણે છે. એમને અણગમતું કંઈજ કહેવાય નહિ, છતાં પણ એક જણે રૂપાની વાત સાંભળી હતી. તેણે દયાર્દ્ર દૃષ્ટિથી આ ચોમાસામાં છુટથી ચરનાર નિરંકુશી ગોધાજીના હરીફ જીવણજી ગોસ્વામી બુઆને વિનંતી કરતાં કહયું.—

'કૃપાનાથ ! રૂપાની સ્ત્રીને તેના ધણીના ઘેર જવાનું કહો. અને એ બન્નેને આશિષ દો.''

જીવણજી —ચાલ ! ચાલ ! નીકળ અહિંથી ! મોટો વકીલ આવ્યો છે, યાદ રાખજે જો હવેથી બોલ્યો તો, તારા મોતનો પેગામજ તું લાવ્યો છે. માટે આવ્યો તેમ સીધે રસ્તે બહાર પડ, અને રૂપાની સ્ત્રી વિષે ચૂપ કર. (આમ એકાએક ધર્મ માટે, નિતિ માટે, વ્યવહાર માટે સાથે આવેલા લોકોનું માન મર્દન થયું. અને આ વ્યભિ ચારની દર્શન મુર્તિ જીવણજી ગોસ્વામીના સિધ્ધાંતનું પોલ ખુલી ગયું. રૂપાની સાથે આવેલા ભાટીયા પલાયન થઇ ગયા. હવે

શું કરવું, તેની ચીંતા રૂપાના મનમાં થઇ. કોઇ પણ રીતે એને લઇ તે જવીજ જોઇએ, આથી એ પેતરો રચ્યો, તે એ કે રૂપાનું સાસરૂ ભીમડી હતું, રૂપાએ પોતાની સ્ત્રીને એક સંદેશો મોકલ્યો કે ભીમડી હું તો તારા બાપને ત્યાં જાઉં છું, તારે કાંઇ કહેવું હોય તો જરા મને [ રૂપાને ] મળી જા, ( પોતાના બાપને ત્યાં પોતાનો ધણી જાય છે, એ જાણી તે સ્ત્રી ધર્મના બ્હાના હેઠળ પાપમાં સપડાયેલી હતી, તે રૂપા પાસે આવી ) અને કહ્યું.

સ્ત્રી—કેમ ! શું કામ ભીમડી જાવું છે ?

રૂપો—તારા બાપે જરૂરના કામસર તેડાવ્યો છે, તારે કંઇ કહેવુ છે ! ત્હને પણ તેડાવી છે. એ કહેવા માટેજ મેં તને બોલાવી છે.

સ્ત્રી—કયારે જવાના ?

રૂપો—આવતી કાલે સવારના.

સ્ત્રી—ઠીક, હું આવીશ, કાલે સવારના કપડાં લતાં લેતી આવીશ ( આમ કહીને તે ચાલી ગઈ અને બીજે દીવસે રૂપાને ત્યાં આવી પહોંચી, રૂપાએ તો સીધો બંદરનો રસ્તો લીધો, બંદર પર ટરેનને બદલે આગબોટ હતી, એથી )

સ્ત્રી—આ તો આગબોટ છે, અને ભીમડી તો ટરેનમાં જવાય છે;

રૂપો-પણ હમણાં આગબોટથી એ જવાય છે, (બાદ રૂપો અને તેની સ્ત્રી આગબોટમાં ચડી બેઠાં, થોડીકવારે આગબોટ હંકારાઈ, અને કરાંચી તરફ આ ધણી અને ધણીયાણીની સ્વારી ઉપડી ગઇ. રસ્તામાં રૂપાની સ્ત્રાને ઘણી ઘણી શંકાઓ ઉત્પન્ન થઇ, એથી આસપાસના ઉતારૂઓને પૂછપરછ કરતાં ચોકકસ માલુમ પડયુ કે આગબોટ તો કરાંચી જાય છે. એ સાંભળીને એ સ્ત્રીના તો હાજાં ગગડી ગયાં, એને તો અત્યારે ન બાપના ઘરના દર્શન થયાં, અને જીવણજી મહારાજના સુખો પણ દુર થયાં. આથી ખુબ ધમપછાડા કરવા લાગી, પોતાના ધણીને ન કહેવાના વેણ ઉચ્ચારવા લાગી.

# સ્વ. શેઠ ગોકુલદાસ તેજપાલ



'તબેલાનુ તોફાન'

આ જગ-મહશુર ભાટીઆ કોમના નર-રત્ન વલ્લભ વંશના વડેલ
ગોસ્વામી જીવણલાલજી મહારાજના વ્યભિચારના વમળમાં
ચોવીસ ભાટીઆ શેઠ સપડાયા હતા તે માંહેના એક.

સી–મુઆ આ ત્હેં શું કર્યું ! દગાથી મારૂં હરણ કર્યું. યાદ રાખ. હું દરીયામાં પડું છું, અને તારી ધારણા ધુળ ચાટતી કરૂં છું. [ એમ કહી દરીયામાં પડવા જાય છે. ]

રૂપો–(એકદમ તેને ઝાલી, ખુબ બાઝમ બાઝ થઈ.) હવે સીધી મર, એ જીવણજીને મનમાથી દુર કર, તારો ધણી તો હું કહેવાઉં એ મહારાજને ત્યાં તને રાખું તો હું લજાઉં, [આમ પકડા પકડી અને ખેંચતાણ ખુમરાણથી ઉતારૂઓ] "શું છે ? શું છે ! " પૂછતાં ત્યાં એકઠા થઈ ગયાં એ જોઇને આગબોટનો કપ્તાન ત્યા આવી પહોંચ્યો, અને આ ધણી ધણીયાણીની ધાંધલ જોઇને રૂપાની સ્ત્રીને પુછવા લાગ્યો.

કપ્તાન –કેમ છે.કરી ! આ શું તેફાન ?

રૂપા " સ્ત્રી—આ પીટ્યો મને કરે છે હેરાન, એ મને દગાથી કરાંચી ઉપાડી જાય છે.

કપ્તાન—એ તારો કંઈ સગો થાય છે !

સ્ત્રી–( કચવાતા મને ) હાસ્તો, મુઓ મારો ધણી કહેવાય છે. ( એ સાભળી કપ્તાન અને બીજા ઉતારૂઓ આશ્ચર્ય પામ્યા કે આ કેવી વિચિત્ર બીના છે. ) એથી —

કપ્તાન-[રૂપાને] આ શો છે ઘેટાળો ? [દયામણે ચહેરે અથ ઇતિ આ ભેદનો ભરમ કપ્તાનને કહ્યો એથી દયા ઉપજી, અને કપ્તાન રૂપાની સ્ત્રી પ્રત્યે બોલ્યો—

છોકરી ! તારો ધણી તને જ્યાં લઇ જાય ત્યાં જા. જો વધારે કરી છે હવે ગડબડ, તો કરીશ તને કેદની સજા, [ત્યાર બાદ એ છોકરી, રૂપાની સ્ત્રી સાવ ઠંડી થઇ ગઇ, અને જરાએ ધાંધલ વગર રૂપાને ઘેર ગઇ. પરંતુ પેલા વ્યભિચારી માથાના ફાટેલ, ગુરૂપદના ડોળ ઘાલુ ગોસ્વામી જીવણજીના કેવાં કેવાં કારસ્તાન એ રૂપાની બાયડી માટે થયાં.]

રૂપો પોતાની સ્ત્રીને પોતાના દેશ લઇ ગયો.

આ તરફ જીવણજી મહારાજના દીલમાં બહુ બહુ શંકાઓ ઉભી થઇ તેનું શું કરવું, હાથમાં આવેલી બાજી હરાઈ ગઈ, વાલે મ્હોડે ધુળ ચાટતોજ રહયો, રૂપો આંખમાં ધુળ નાંખીને લઇ ગયો, આદિ વિધ વિધ પ્રકારનાં વિચારોની ધમાલ શરૂ થઇ. રૂપાની બાયડીને કેમ મેળવવી ! કોને કોને તેની પુંઠ પકડવા માટે મોકલવા, વિગેરેનો કાર્યક્રમ, તેની દિનચર્યા થઈ પડયો, ધર્મ કર્મ સઘળુંએ પરવારી બેઠો, ખાતાં પીતાં સુતાં ઉઠતાં બેસતાં બસ રૂપાની બાયડીને કેમ મેળવવી ! રૂપાને કેમ હેરાન કરવો, કેવી કેવી યુકિતઓ કામે લગાડવી ! આદિ તરંગોમાં તરતાંજ બોલ્યો અંતે એવા વીચાર પર જીવણજી મહારાજ આવી લાગ્યો કે રૂપો પોતાની બાયડીને લઇને નાશી ગયો છે, માટે શાહ બંદરના ભાટીઆ મહાજનને બોલાવી મંગાવું આ વિચારથી—

જીવણજી—અરે કોઈ છે કે !

ભેટીઓ—જી મહારાજ ! આજ્ઞા !

જીવણજી—તું જાણે છે કે પેલો શાહબંદરનો રૂપો નાશી ગયો. અને સાથે પેલીને લેતા ગયા.

ભેટીઓ—પેલીને તે કોને ?

જીવણજી–તને ખબર નથી કે એની બાયડી અને આપણી ગુલામડી શ્રીજીની સેવામાં કીધી હતી ભેટ, તેને ઉપાડી ગયો, એ રૂપો ઢેડ,

—[ જીવણજીની આંખો લાલ થતી ગઈ—

ભેટીઓ–તો હવે શુ કરીએ, કેમ તે ગયેલી ગુલામડી મેળવીએ !

જીવણજી—હાથમાં આવેલો શિકાર ગુમાવ્યો, રૂપો અંતે ફાવ્યો, હું તો હાથ ઘસતોજ રહી ગયો. ખરેખર મારા મન પર જબરો વજ્રપાત થયો ઠીક, શાહબંદરના ભાટીયા મહાજનને બોલાવો, તેમને અહીં આવવાનું કહી આવો

# સ્વ. શેઠ ગોકુલદાસ પારતા



‘તબેલાનું તોફાન’

વલ્લભ વંશના વંઠેલ ગોસ્વામી જીવણજી મહારાજના વ્યભિચારના
વમળમાં ચોવીસ ભાટીઆ શેઠ સપડાયા હતા તે માંહેના
ભાટીઆ નરરત્ન.

ભેટીઓ—ફરમાન માથે ચ્હડાવું છું, એ બધાયને બોલાવી લાવું છું. ( એમ કહી ભેટીઓ રવાના થાય છે, અને બીજી બાજુથી શેજા ડોશી આવે છે. )

શેજા —( મહારાજનું મુખ પડી ગયેલું જોઈને ) કૃપાનાથ આજે કેમ દો ઉદાસ !

જીવણજી—પેલી છોકરીથી થયો છું હતાશ.

શેજા— હવે તેનું કેમ કરવું છે ?

જીવણજી—શિકાર આબાદ છટકી ગયો છે. રૂપાએ મ્હાન ગુન્હો કર્યો છે. શીક્ષા જરૂર તેને થશે, મારી આમન્યા તોડી શું તે સુખ મેળવશે ?

શેજા— કૃપાનાથ ! એ રૂપલે દાટ વાળ્યો, ધર્મની વાતમાં હાથ વાલ્યો, શુ એનું સારૂં થશે, હું તો કહું છું કે એ મુઆનું જડમુળ જશે. આ તો મંદીરની વાત ઉઘાડી થઇ, ખરેખર શાસતરની મરજાદ ગઇ હવે રૂપલો કેમ ઠેકાણે આવે ? કૃપાનાથ ! યાદ રાખજો કે એનું પાપજ એને ખાઇશે, આપને દગો દેઇને તે કયાં જશે.

જીવણજી—શેજા ! કદિ રૂપાને ગામ તારે જવાનું થશે.

શેજા—કૃપાનાથ ! એમાં શું વાંધો આવી નડશે ? એવા કંઇક રૂપાને ભુ પીતા કરૂં, જો આપની કૃપાને વરૂં. હુકમ કરશો તે વેળા હાજર થઇશ જ્યારે ફરમાવશો ત્યારે જઈશ ( એટલામાં ભેટીયા સાથે સિવ શાહુમદર ભટીઆ મહાજનના કેટલાક આગેવાનો હાજર થાય છે. આથી શેજા ડોશી રફુચક્કર થઇ જાય છે. બધાએ એક પછી એક લાગા થયા, અને આ જીવણજી મહારાજ ધર્માચાર્યને પગે પડયા, કેવી મજાની પોલમા જીવણજી ઝુલે છે પછી એ બધામાંથી. )

પહેલા --પ્રભુ ! કૃપાનાથ ! આમ તાબડતોબ અમારૂં શું કામ પડ્યું

જીવણજી—( જરા ક્રોધીત દષ્ટિએ ) ધીરોલા રૂપાએ અપમાન મારૂં કર્યું , એજ માટે તમને બોલાવવાનું કામ આવી પડયું.

બીજો-કૃપાનાથ ! કઈ બાબતમાં રૂપાએ કર્યું છે અપમાન, એ કેમ બન્યો ના ફરમાન ?

જીવણજી—મારી દાસીની ભાણેજને દગાથી લઇ ગયો, અમારી સેવામાં રૂપો બાધક થઈ પડ્યો.

પહેલો—મહારાજ ! આપને પુછયા ગાછયા વગર કેમ લઈ જાય ? ઠીક કૃપાનાથ ! એ રૂપાની શું સગી થાય ?

જીવણજી-(એજ પળે મુંઝાતો હોય તેવા મુખે) સ્ત્રી શિવાય કશી નહીં સગાઇ, છતાં અમારી સેવામાં હતીને ભાઇ !

( વાંચક ધન્ય ! ધન્ય ! ના ઉદગારો કાઢજો, આવા શ્રી ઠાકોરજીની સેવામાં સંતાએલા સર્વ માન્ય થઇ પડેલા ગોસાંઇ બાવા પર )

બે ત્રણ જણાઓ—પ્રભુ ! પ્રભુ ! હવે શું થાય, જવા દો અને એ ધણી ધણીઆણીને સુખી થવા દો, એમાં તો આપનુંજ સારૂં દેખાશે રૂપાનું ઘર મંડાએ વાહ ! વાહજ ! આપને ઉચરાશે.

જીવણજી—(તપી જતાં) શું કહો છો ? આમ કરી ગયો રૂપો નાગાઇ અને તમે જણાવો છો વાહ ! વાહ ! ની વધાઇ, એમ કદી બનનાર નથી હું એને જરાએ માફ કરનાર નથી. તમને આજ્ઞા કરૂં છું કે એને ન્યાત બહાર કરો, એજ કર્તવ્યનું તમે પાલન કરો.

પહેલો—પ્રભુ ! એમ કેમ થાય, વગર વાંકે ન્યાત બહાર કેમ કરાય ?

બીજો—કૃપાનાથ ! તે પોતાની સ્ત્રીને લઇ ગયો એમાં શું આપનું અપમાનૃ કરી ગયો ? ખરેજ આતો.........................'

જીવણજી—( બીજાને બોલતો અટકાવીને ) ચૂપ ! ચૂપ ! વધારે ન બોલો, બીજી પંચાયતને છોડો, મારી આજ્ઞાને ન તોડો. તમારી શોભા આજ્ઞા પાલન કરવામાં સમાયેલી છે, બહુ વિચાર પુર્વક આજ્ઞા થયેલી છે

ત્રીજો—પણ પ્રભુ ! ( એકદમ જીવણજી ફુટબોલ માફક ઉછળીને તેને બોલતો બંધ કરે છે. )

જીવણુજી—

પણ કે બન્નુની પંચાત મુકો આ ઘડી,
ફરમાનને તાબે થઇ લાવો રૂપાની બાયડી.
બાયડી એની ખરી હું કેમ કહું ના કદિ,
ચીજ એ સેવા તણી ત્યાં ના રૂપાની બાયડી.

પહેલો–પ્રભુ! આતો ઘોર અન્યાય થાય છે, ધમ ધરામાં સમાય છે.

જીવણુજી મહારાજ—

ધર્મને વળી કર્મ મારૂં તે બધુંએ જાણતો
તમ સરીખા સેવકોને, ના કદિ ગણકારતો
ઉંડુ રહસ્ય ધર્મનું સમજાય તેવું છે નહી
સેવક તણું અર્પણ બધું તન મન અને ધન છે સહી
ચરણ ગુરૂના સેવવા બસ એ તમારૂં કામ છે
એ વેણથી ઉલટા થવું એમા સદા બદનામ છે

બીજો–મહારાજ! આતો મહા બુરૂં. એવા શાસ્ત્ર વિરૂધ જનારાને તે કોણ કહે ગુરૂ!

પહેલો–(બીજાને રોકતાં) ના કહેવાય એવું, કૃપાનાથ! માફ કરજો. એ બોલે ગમે તેવું પણ પ્રભુ મ્હારી એક વાત સાંભળો!

જીવણુજી–કહો, જલ્દી નીવેડો કરો, તમારે શું કહેવું છે, તમે સમજ્યા! મારે એ દાસી આવેજ અતાજ લેવું છે.

પહેલો–એ રૂપાની સ્રીને મૂકો લપસતી. બીજી ઘણી સ્રીઓ અહિં દાસી પણે રહેવાને છે તલસતી.

જીવણુજી–ના એ ના ચાલે. શ્રી ઠાકુરજીની સેવા માંતે કચરો કોણ ઘાલે?

બીજો-(જરા ચીડાઇને પહેલાને ઈશારતમાં) જો મહારાજને તો રૂપાની રૂપલી ગમી ગઇ છે, એના વગર પ્રભુની બુધ્ધિ ભમી ગઇ છે.

પહેલો-(આંગળી નાક પર મૂકીને) ચુપ! ચુપ! જેમ તેમ વાતને ઠંડી પડવા દે, (મહારાજ તરફ) કૃપાનાથ! આ વાત તો વસમી થઇ પડી, રૂપો એની સ્ત્રીને લઇ ગયો પણ આપદા આપને આવી નડી.

જીવણજી-હા, જુઓની આ પણ એક ભકત જનની ચાલ, ગુરૂની આજ્ઞાના હાલ હવાલ, એથીજ મારા દિલમાં કઇનું કંઇ થાય છે, અને ઠાકોરજી સેવા વગર રહી જાય છે.

બીજો-પ્રભુ! આપ ગુણીયલને આવડી શી તાલાવેલી! બીજી ઘણીએ સેવા કરવાને થઈ રહી છે ઘેલી

જીવણજી-હજુ રાત્રની વાતોનું રહસ્ય તમો શું જાણો? નાહક આડું આડું બોલી પુરૂષના પથમા નાખો છો શીદ પ્હાણો!

ત્રીજો-(આટલી વાર સુધી મૌન હતો) કૃપાનાથ! આ વાત વ્યવહાર અને નીતીના નેમથી છે વિરૂધ્ધ, એટલે અમે તો એ માટે કશુએ કરવામાં છીએ અશુદ્ધ, ન્યાત જાતમાં હમારી નિંદા થાય અને સાથે કૃપાનાથનું નામ પણ વગોવાય, માટે આટલેથીજ મૂકે એ રૂપા રૂપલીની પંચાત, અને સેવા માટે બીજીની કરો વાત.

પહેલો-(બધાને) ભાઇઓ તમે આમ કૃપાનાથને ના સતાવો.

બીજો-ત્રીજો-(સાંજે) ત્યારે તમેજ રૂપાની બાયડીને તેડી લાવો અમે તો આ બેઠા આવી વ્યવહારની વિરૂધ્ધની વાતમાં આપણાં તો હાથ થય હેઠા.

જીવણજી-એમ નહી બને, તમારે કરવું પડશે એ કામ એક મને છુટી પડે પાલવશે નહી, મારી આજ્ઞાનુ ઉલ્લંઘન થશે નહી વાતમાં ને વાતમાં દિવસ આથમ્યો.

પહેલો-મ્હારા એકલાથી શું થાય? ન્યાત એ તો ગંગા કહેવાય, મારાથી ન્યાત વિરૂધ્ધ ના થવાય.

જીવણજી-(ક્રોધે ભરાયા) તો શું મારી આજ્ઞાનો ભંગ? ખરે ઉલટો ચઢાવ્યો છે તમે મને રંગ, યાદ રાખજો નહીં માન્યું ફરમાન, તો થશે મોટું તમારૂં નુકશાન, તમારા માજમાં ભરાઇ છે રાઇ, એથી કરો, જો તમે તમારી નરાઇ તમે સમજીને કરો મારા હુકમનું પાલન, નહી તો કરીશ તમારા બંધ દર્શન.

સઘળા—કૃપાનાથ! આપ સદા છો આપના મુખત્યાર પણ હમે કંઇ કરવાને છીએ લાચાર. રૂપને જો ન્યાત બહાર હમે કરીએ તો પછી જગતમાં શું મ્હોં લઇ ફરીએ? એનો વાંક નથી એની સ્ત્રીને લઇ જવામાં માટે શુભ ઇચ્છો રૂપાને સુખી થવામાં.

જીવણજી-તો તમારો છેવટનો શુ વિચાર છે, તમારા બોલવા ઉપર તમારા હકનો આધાર છે.

બધાયે-પ્રસન્ન પ્રભુ! એજ વિચાર રૂપાને ન મુકાય ન્યાત બહાર, વાંક વગર કશું થાય નહી, ભલે દર્શન ન આપો તો તે સહી, દર્શન વગર ચલાવીશુ. પણ આપની આ વાત પર ડોકુંજ હલાવીશું

જીવણજી-છેવટની આજ્ઞા તમે સાંભળો, તમારા કાનને બરાબર સાફ કરો.

નહી માનો ગુમાની તો
મનાવીશ જોર જુલમથી
કરીશ બંધ દર્શન હું
ચલાવી ખુદ સત્તાથી
છતાંએ ન માનો તો
જુલમને ખુબ વરસાવીશ
ફરેલા ભાગ્ય તમારાનો
ઠેકાણે હુંજ તે લાવીશ

(આમ બોલીને, શાહ બંદરના ભાટીયા મહાજન તરફ ફીટકારની કંઇક કરમી કુટીલ નજર નાંખીને જીવણજી મહારાજ ત્યાંથી ઉઠી ગયા.

થોડીક વાર આ બિચારા શેઠીયાઓ આ ફુલી ભગવાનની ભયની ભુલા મણીમાં ભટકતા હોયની તેમ તેમની સુરત બની ગઈ. છેવટે એ નિઃસાસા નાંખતા મંદિરમાંથી આ.સ્તે કદમે નીકળી ગયા.)

જીવણજી મહારાજે શ.હુબંદરના ભાટીયાઓને દર્શનની બંધી કરી દીધી, પરંતુ એટલેથીજ સંતોષ ન થયો, તેમને એમજ પલકે ને પલકે થતું કે, જો રૂપાની સ્ત્રી કોઇ પણ હીસાબે હાથ ચડે તો પછી આ જીવણનું એક મહાન કાર્ય પાર પડયું ગણાય, આથી ખુબ તાલા વેલીના તાવડામાં જીવણજીએ પોતાના મગજને તળવા માંડયું. ( મન માંને મનમાં ) મ્હારો બેટો રૂપો; તે મ્હારી વિરૂધ્ધ થઇને ઉભો, હું જેવો ભગવાન ( ભેંસના ભાઇનો હરીફવાળો ) જીવતો છું છતા [ આંખો માં ધુળ નાંખીને બેધડક એની સ્ત્રીને ઉડાવી ગયો, જરાએ મારી શરમ ના ઝડી, બસ, એવા ભકતો મારા પંથમાં ના જોઇએ. મારી આજ્ઞાનું આમ અપમાન કરશે અને સેવા ભાવને આમ તરછોડશે એવી તો આશા સરખંએ નહોતી, પણ હવે શો ઉપાય! એ રાંડ ગુલામડી છટકી ને સટકી ગઇ મને તો રોજ રોજ કહેતી હતી કે 'મારા તો તમે પ્રભુ ! તમારા વગર મારે કોઇનોયે સંગ કરવો નહિ, પતિને ભલે હું ન પાલવું તો બીજી કરે, હવે તો જીવતાંજીવત આપ મહારાજનેજ સંતોષું, એટલે વઇકુંઠનોજ વાસો. આમ છતાંયે ચાલી ગઈ. જરાએ મારા માટે ખેંચતાણ ના કરી, આ ા નાચારના અંતે જીવણજીએ શેજાંને ( કુટણી કામદાર) બોલા ા

શેજાં—કૃપાનાથ ! હવે શા વિચાર પર આવ્યા. શુ હજુ કોઇ વિચારમાં ના ફાવ્યા ! ઠીક, મ્હને શીદને બોલાવી !

જીવણજી—એ રાંડને [ દાસી રૂપાની સ્ત્રી ] રૂપાએજ ફસાવી ને આડું અવળુ કહીને સ્ટીમર પર દીધી ચ્હડાવી હવે જો તાકાત તારી હોય તો લાવ તેને ફસાવી.

શેજાં-એમાં તો શી મોટી વાત, મારી સાથે, માણસ મોકલો પાંચ સાત, પછી કેવો ઘડું છું એનો ઘાટ, પ્રભુ! આપ ન કરો કાંઇ ઉચાટ.

# સ્વ. શેઠ ખટાઉ મકનજી



તબેલાનું તોફાન

આ ભાટીઆ નર-રત્ન, ચોવીસ ભાટીઆ શેઠ ઉપર વ્યભિચારી
જીવણલાલજીએ ગુજારેલા ચાબખાના મારના જુલમને
ન ગણકારનાર વીર.

જીવણજી—તું કેવી રીતે લાવીશ. તેને કેમ ફસાવીશ, તે તો પહોંચી ગઇ શાહ બંદર, ત્યાં તો બચાવે છે નવતર હું લખું છું કે ત્યાંના ભાટીયા મહાજન પર. કે રૂપા માધવજીએ કર્યો છે મ્હારો બહુ અનાદર માટે આજ્ઞા મારી પળો અને એ રૂપાને તમારી ન્યાતથી ટાળો.

શેજાં—હવે ઉચાટ પરહરો અને અમને જવાની આજ્ઞા કરો. [ આમ વાત કરે છે ત્યાં ચાર પાંચ ભેટીયાઓ આવે છે. 'જય ગોપાલજી' કહી હાથ જોડીને ]

ભેટીયાઓ—પ્રભુ ! શી ચાલે છે પચાત ! લાગે છે શેજાં બાઇનો ઉત્પાત.

જીવણજી—ના ના વાત જુદી છે, શ્રી ઠાકુરજીની સેવામાંથી એક દાસીજ ગુમ થઇ છે.

ભેટીયા—કૃપાનાથ ! કોણ લઇ ગયું છે !

જીવણજી-બીજો કોઇ નહી. એ તો એના ધણીએ કાવતરૂં રચ્યું છે. ( ભેટીયાઓ ધણીનું નામ સાંભળી જરા થોભ્યા છતાં )

ભેટીયાઓ—કંઇ હરકત નહી, લાવશું ગમે તેમ કરીને અહીં.

જીવણજી—( શેજાંને ) જો શેજાં હવે તારીજ વાર છે, આ લોકો તઇયાર છે.

શેજાં—તો મ્હને પણ શી વાર છે.

જીવણજી—કાલેજ અહીંથી જાઓ, અને ગમે તેમ કરીને આટલી સેવા બજાવો. ( બીજે દીવસે કુટણી કામદાર શેજાં બાઇની સરદારી હેઠળ શાહબંદર ચાર ભેટીયાઓને રવાના કરવામાં આવ્યા તે થોડાક દિવસે શાહબંદર પહોંચી ગયા, ત્યાંના મહાજન પર લખેટો જીવણજીનો શેજાં લાવી હતી. તે દીધો પણ એ લોકો સમજુ હતા. તેથી આશ્રય સરખો ના દીધો, ગામમાં હડહુત થયાં પાંચ જણાઓ, રૂપાએ વળી કોઇ કેટી બંદરના શેઠ વલ્લભદાસ લક્ષ્મીદાસનો આસરો લીધો. તેણે રૂપાને હિમ્મત દીધી

વલ્લભ—રોલા ગુરૂ ગોકળીયાંના શા ભાર છે, એના અંગમાં હળાહળ વ્યભીચાર છે, તો નિશ્ચયથી માનજે કે તે ચોખ્ખા ગમાર છે તું બ્હીશ નહી રંડુઓઓથી કંઇ થશે નહી, જોજેને કેવો થાય છે તમાસો, એમાં તો વર થશે ગધેડો ખાસો (આમ હિમંત આપી પેલી કુટણીની સવારી ત્યાં ના ફાવી; રૂપાની આ વાત શાહુબંદરના અંગ્રેજ અમલદારને માલુમ પડી, તેણે રૂપાને બોલાવ્યો, બધું સાંભળી લીધુ એથી એ ભલો અમલદારને દયા ઉપજી, હવે એ અમલદારે પેલી કુટણી કામદાર શેજાંની સ્વારીને પણ બોલાવી મગાવીને પુછયું.

અમલદાર—કેમ તમે લોકો શું કામ આવ્યા છો?

[આ ભેટીયાઓ અને ડોશી શેજાં મહારાજના માણસો સાચુ જણાવતાં શેના બ્હીએ, એથી]

બધાયે—મુંબઇના મહારાજના માણસો છઇએ, તમે જો સાચુ માનો તો અમે કહીએ નહી તો, નહી તો કરવાનું તે તો કરીશું અને આવેલા જે ચીજ લેવા તે લઈ જઇશુ.

અમલદાર-(સમજ્યો નહી કે આ લોકો શું બકે છે? એથી) સીધી વાત કરો, તમારા મહારાજ ફારાજની મ્હોકાણ અહીં ના કરો, (આંખ ફેરવીને જણાવ્યું, બસ બધા ટાટીયે ટાઢા થઇ ગયાં એથી)

બધા-(ડરના માર્યા કે ગમે તેમ શાંતિથી) જુઓની સાબ, અહીં વાળા રૂપાની બાયડી મુંબઈવાળા ગોસાંઈની થાય ગુલામડી, એને રૂપે ફોસલાવી લઇ આવ્યો ત્યારે એનાજન નાઢીયાતો તે ગોસાંઇજી કરતા ફાવ્યો, આમ રૂપલે મહારાજની આંખમાં ધુળ નાંખી અને શ્રી ઠાકુરજીની સેવા અધુરી રાખી, એવું અમારા શાસ્ત્રમાં ના ચાલે, માટે તમે રૂપાને સમજાવો કે મહારાજની દાસી આલે

અમલદાર—તેમ કેમ બને, રૂપાની સ્ત્રી રહે રૂપા કને, એમાં મહારાજને શું લેવા દેવા, માટે ચાલ્યા જાઓ આવ્યા છો જેવા.

બધા–વાહ ! વાહ ! આમ શું કહો છો ! ધરમમાં શીદ આડ ઘો છો ? તમે હિંદુનું શાસ્ર શું જાણો ? અવરમ હોય તો આ મહારાજ શેનો દે અમને પરવાનો !

અમલદાર-શું તમે નહીજ માનો. જોયે, તમારા મહારાજનો પરવાનો એ નહી આવે તો શું કરવાના તમે !

બધા–જબરાઇથી, જુલમથી ઉપાડી જઇશું અમે (બસ અમલદાર ખુબ ચીડાયો અને આ પાંચને આખા ગામમાં ગધેડા પર બેસાડીને ફેરવવાનો હુકમ કર્યો.)

પછી શું પૂછવું ? આ ચારે ભેટીયાઓ કે જેમાં એક શ્રીજીનો ભેટીઓ હતો, એક ભાંટીયાનો થાનાઇ પોકરણો બ્રાહ્મણ હતો, તથા બે જીવણજીના ખાસ ભેટીયા હતાં અને શેજાં ડોશી હતી. એ બધ યના હાજકાંજ આ હુકમ સાંભલી હાલી ઉઠયાં શેજાં તો વારંવાર 'શ્રીજી બાપજી' 'કૃપાનાથ' જે નંદલાલ કી જે શ્રીકૃષ્ણ આમ ગમે તેમ બોલવા લાગી અને ભોયવાડાના કલીયુગના ભગવાન જીવણજી મહારાજ ગોસાઇ બાવા ગોસ્વામી શ્રી ૧૦૮ ના ઉપાધીવાળાનું ખુબ રટણ કરવા મંડી પડી તેમ બીજા ચાર ભેટીયાઓને આ ગધેડા ઉપર બેસાડવાનો હુકમ ખરેજ આશ્ચર્યકારક લાગ્યો. પોતાના જીવનમાં કોઇ વખતે નહી લીધેલા લ્હાવો, તે શ્રી જીવણજી મહારાજની જીવરેણ શયતાની ઇશ્ક બાજીથી મળેલો જાણીને, 'હાય ! ઓય ! કરતાં નિઃસાસા પર નિઃસાસા નાંખતા કંપાયમાન કાયાવાળા શ્યામ મુખા થઇ ગયા, તે પાંચે જણાઓએ બહુ બહુ કાલાવાલા કર્યા, જેવા આવ્યા તેવા ધોએલા મુગા જેવા પાછા જવાને અને પોતાની જીવતી જીંદગીમાં ફરી આવું કુટીલ કારસ્તાન નહી કરવાનું જણુવ્યું. પણ અહીં તો ઓરડર અંગ્રેજી અમલદાર નો. એટલે બધુંએ ફોગટ. લાંચ રૂસત પણ નકામી થઇ પડી. અને ગધેડાના નંગ પાંચ એ પાંચ જણાઓ માટે લાયક બન્યા, સિપાઇઓ એ સોટા દાદાનો ભય દેખાડયો, ભેટીયાઓને અને શેજા ડોસીને બહુ વસમું થઇ પડયું. જીવણજી મહારાજની કાણુમ ગધેડા ઉપર બેસવા વગર છુટકોજ ના રહયે . ચાર ભેટીયાઓને ચડાવ્યા ગધેડે પછી શેજાંને

રહુડવા માટે કહેવામાં આવ્યું, પણ એ બુઢી કુટણી કામદાર ચાર સેઠીયાની સરદાર હોવા છતાં તેને ગધેડાં ઉપર બેસતાં ન આવડયું અંતે તેને ગધેડા સાથે બાંધી દીધી. ગામમાં ભર બજારમાંથી સરઘસ કાઢ વામાં આવ્યું શાહબંદરના લોકોના હૃદયોમાં એક પ્રકારનું કુતુહલ જાગ્યું ઠેર ઠેરથી ધિઃકકાર ફીટકાર, શરમ! શરમ! ના ધ્વનીઓ થતા સંભળાતા હતા. આવો કર્મ ચાંડાળ ગુરૂ! અરે આતે કેવો ગોસ્વામી! બાપનું નામ બોળ્યું ઓહ! વલ્લભી સંપ્રદાયની આવી કુટીલતા! આવો જૂલમ! પોતાની શિષ્યા જે પૂત્રી તુલ્ય તેના પરજ બદ દાનત! મરો એવા ના લાયક, કુલાંગાર ગોસ્વામીઓ! અરે ગુરૂઓ! તમારૂં સત્યાનાશ જાઓ. હિંદુ ધર્મનું નખ્ખોદ વાળનારા ગોસાંઇડાઓ આતે કેવા પ્રકારની અધમતા! કાંઈ હદ!’ બસ આવાજ ઉદગારો શીવાય ભર બજારમાંથી સરઘસ પર સજ્જ થયેલી આ પાંચે મૂર્તિને બીજું કશુંએ સંભળાયું નહી. બહુ વારે તેઓના હાલ હવાલ થયેલા કાળા ચહેરાની બદ શીકલને શાહબંદરથી દુર હાંકી કાઢવામાં આવી. આ વાત વાયે ઉડી મુંબઇમાંના ભોયવાડાધિપતિના કાને પડી. જીવણજી તો ઝંખવાણો થઇ પડયો, શું કરવુ તેનીજ વિમાસણમાં આવી પડયો, ઘણા લોકોએ પણ જાણ્યુ, હ બુત થઇ રહયો, પરંતુ પાપીને મન તો નવીજ બાજી રચવાનું થોડીક વારે પાછું સ્ફુરી આવ્યુ.

વાંચક! સાવધાન રહો, આવા નરચાંડાલોથી, આવા અધમ ગોસ્વામીઓથી!

ત્રીજા ભોયવાડાધિપતિ ગોસ્વામી શ્રી જીવણજી મહારાજને શાહ બંદરમાં પોતાની મોકલેલી વ્યભિચારી સેનાને ગધેડા પર બેસાડી આખા ગામમાં “હુરીયો” કરાવ્યો તેની ખબર પડી, તેવુંજ આ જીવણલાલજી જીવ-લેણ કારસ્તાનીનું મુખ કાળું ઠીકરા જેવું થઇ ગયું, શરીરમાંથી લોહી ઉડી ગયું હોયની તેમ ફીકકા થઇ પડયા, જાણે કોઇ આ ઢોંગી અને અનિતિના સાક્ષાત નમુના જીવણજી મહારાજને કાપી નાંખે તો એક બૂંદ પણ લોહીનું ના પડે, એવા શુષ્ક કાષ્ઠવૃત ચેહેરાવાળા થઇ ગયા, અલબત્ત જીવતો, જેમનો હતોજ એ પાપી ખોળીયામાં

એટલે વધારે પાપ દિશામાં દોરવાયા અને લાગલાજ પોતાના પાપી પટાવતોને મુંબઈનાં ભાટીયા મહાજનના ધનાઢય શેઠીયાઓને ત્યા મોકલ્યા અને તે માણસોને ફરમાન કર્યું કે "ફલાના ફલાણા" શેઠીઆઓને ત્યાં જઇ તાકીદથી બહુ જરૂરનું કામ છે માટે જલદી લઇ આવો બધુ પુછવુંજ શું ? માણસો તાબડતોબ છુટયા ( ભાટીયા કોમમાં હાલાઇ અને કચ્છી બને છે તેઓ ગમે તેટલા શ્રીમંત યા મજબુત હોય પણ જો મહારાજનો કોઇ સંદેશો લાવે તો લાગલાજ ગમે તેવું કામ હોય તો ત કામ પડતું મુકીને એક તાબેદાર ગુલામ રાકડા માફક હાજર થઇ જાય.) જોત જોતામાં એક પછી એક શેઠીયાઓ મહારાજ જીવણજી ના મુકાતે આવી પહોચ્યા, તેઓ એ બને હાથ જોડી પુછયુ.—

"કૃપાનાથ! આમ ઓચિંતુ શું કામ આવી પડયું! પ્રભુન કાર્યમાં શું આવી નડયું ! "

જીવણ–બેસો સાંભળો હુ કહું તે યાદ કરો, તમે બધા માધવજીની કાંઇ વાત જાણી.

બધાય–(આશ્ચર્યતાથી) નારે ના! તે દેશમાં ગયો એ વાત તો જાણી.

જીવણ–મ્હારા ફરમાનનું એણે કર્યું છે અપમાન! એથી ઘણુંજ થયું છે મ્હારૂં નુકશાન, તમને તે ટુંકમાં જણાવું છું અને પછી શું કરવું તે પણ કહી બતાવું છું.

બધા–કહો કૃપાનાથ! કહો! વળી એણે શી કરી આ ખટપટ? કહો પ્રભુ! જલદી ઝટપટ, નુકશાન અને અપમાન એણે કેમ કર્યું, આપ કૃપાનાથના કામમાં એની આંખે શું તરવર્યું.

જીવણ–જરા ધીરજ ધરો બધું સાંભળ્યા પછીજ હુકમનું પાલન કરો. ઉતાવળે આંબા પાકતા નથી, ધીરે ધીરે ચાલનારા થાકતા નથી ફક્ત મુદો ન ચૂકાય, તોજ ધારેલા નીશાને સહેલાઇથી જવાય જુઓ વાત બની એમ. કે રૂપા ની અને શ્રી ઠાકુરજીની શેવામાં પુરો પ્રેમ એથી પડી રહેતી અહીંજ કુશળ ક્ષેમ. એ રૂપાથી ના જોવાયું. શ્રી ઠાકુરજીની સેવા વાળીથી રૂપાને એના ધણીને તાબે ના રહેવાયું,

એટલે રૂપલે ફરેબ જાળ બીછાવી, એની બાયડીને ઘેર લઇ ગયો ગમે તેમ ફેસલાવી. પણ મ્હને તો શ્રી ઠાકુરજીની સેવા કરે તે પર આવે વ્હાલ, એટલે અહીંથી શેજાં ડોસીની સાથે ભેટીયા મોકલ્યા ચાર, પણ ત્યાં તો એ પાંચેને ગધેડા પર કર્યા સવાર અને ફેરવ્યા બહુ ભર બજાર આવ્યા એ લોકો વીલે મુખે, કહો એમાં શું ના દિલ દુઃખે? મેં જણાવ્યું હતુ શાહુમંદરના ભટીયા મહાજનને, પણ એમાં મળી બદનામી મને. એનો નિકાલ કરવાને બોલાવ્યા છે તહમને, રુપો મોકલે એ સ્ત્રીને તોજ કળ વળે મ્હને, માટે એવી કંઇ યુકિત કરો, અને ગયેલી ચીજને પાછી મેળવી મ્હને ધરો

બધા–કૃપાનાથ! એમાં અમારૂં શું કામ છે!

જીવણ–વાહ! મારૂં અપમાન કરવું એ રૂપાનું કામ છે!

ફરમાનને ફેંકી દઇ રૂપો રહે સુખ ચેનમાં!
અવજ્ઞા મ્હારી મરી, શું રૂપો રહે સુખ ચેનમાં!

એક જણ––કૃપાનાથ! એની બાયડીને લઇ ગયો ત્યાં અવજ્ઞા આપની કયાં કરી ગયો!

બીજો––(પહેલાને) કૃપાનાથની સ્હામે આ શો લવારો! રૂપાની વાતનોજ લવાને આરો! રૂપલે આમ કૃપાનાથનું અપમાન કર્યું, એ ખરેખર હડહડતું કારમું પગલું ભર્યું.

ત્રીજો—આમ કેમ તમે બોલો છો! આ તો તમે ઉલટી ધારણે તાળો છો, મહારાજશ્રીને માટે સઉને માન છે, પણ રૂપે જે પગલુ ભર્યું તેમાં કૃપાનાથનો સો ગુન્હો કીધો!

૧-૨-૪-૫-વાહ! વાહ! ભાઇ તમે વઇષ્ણવ ખરા! આવી વાતો કરતા લાજો, જરા શ્રી ઠાકુરજીની સેવા તે કરતી હતી અને એથી તે અહિંજ રહેતી હતી. રૂપાને એથી શ્રી ઠાકુરજીની અદેખાઇ આવી અને લઇ ગયો તેને ગમે તેમ પટાવી, એમાં કૃપાનાથે રૂપાને ખુબ સમજાવ્યો, પણ એ અકર્મીને મહારાજશ્રીનો બોધ ન ફાવ્યો.

પહેલો—પણ હવે એને ન્યાત બહાર કેમ મુકાય? જુઓને શાહ બંદરના શેઠીયાઓએ પણ કૃપાનાથને ચોકખું પરખાવ્યું કે આમાં હમારાથી કંઈજ ન થાય.

જીવણુ—[ વચમાંજ ] એટલા માટેજ એનો કઇ રસ્તો લાવો, શાહબંદરના એ ભાટીયાઓને કઇ કરી બતાવો.

બધા—[ આભા બની જઇ ] કૃપાનાથ! આમાં તો કશી પડતી નથી અમને ગમ કે શી રીતે બજાવીએ આપનો હુકમ?

જીવણુ—શું આમ કહી તમારે છુટી પડવું છે!

બધામાંથી એક-કૃપાનાથ! આપજ કહોને કે હવે શું કરવું છે?

જીવણુ—એ શાહબંદરીયા મહાજનનો વહીવટ બંધ કરો, તેમના સઘળા વ્યવહારને પરહરો.

વળી એક—કૃપાનાથ! તેમ ના થાય, દુનીયામાં અપકિર્તી લેખાય.

જીવણજી—

કિર્તીને અપ યશ તણી, દરકાર ભકતો ન કરો
આજ્ઞા ખરેખર પાળવા, નિજ ગુરૂની હૈડે ધરો
નિજ નામના એથી બધે, સૃષ્ટીમાં ફેલાય છે
આ લોકને પરલોકના, સુખો બહુ ભોગવાય છે

બધા—કૃપાનાથ! કેવી રીતે! આ તો ઉલટું પીડે, પ્રભુ જવા દોનો એ રસ્તો.

જીવણુ—પ્રભુ! પ્રભુ! કહીને પ્રભુને અપમાનો છો, તમને કહ્યુ છતાં કયાં માનો છો!

વળી બીજાઓ--આમા છે ઇશ્વરનો હાથ, આ અયોગ્ય થાય છે કૃપાનાથ! એમા અનીતી દેખાય છે સાક્ષાત.

જીવણજી—( ક્રોધમાં ) ઇશ્વર ફિશ્વર જવા દયો. આવી નકામી વાતને જવા દયો,

ફિશ્વર તણા ફંદા મહીં, ઇશ્વર ગોથાં ખાય છે
સ્વયં પ્રકાશ હું છતાં, ઇશ્વર ક્યાં બીજે દેખાય છે?
જો હોય જીવતો ઇશ તો, કરૂં રીસ એ ઇશ્વર પરે
આજ્ઞાનું પાલન કરો, એ ઇશ મુજને શું કરે?
હાકેમનો હુકમ ધરી, લાવો રૂપાની બાયડી
ઇશ કે ફીશના ફાંફાં, નહિ ટળશે ઘડી

અગ્રજનો—કૃપાનાથ! અમથી તો એ શાહબંદરના ભાટીયાઓને વગર વાંકે ન્યાત બહાર ન મૂકાય. આ નિંદ્ય કામથી અમારી કોમ વગોવાય.

જીવણ—બસ. તમારે મારી આજ્ઞા માનવાની છે હું કહું ગમે તે છતા તમારી ફરજ તે કરવાની છે, મ્હારૂં વચન એજ તમારા જીવનનો કાયદો એ શિવાય ના કશામાં તમારો છે ફાયદો, બસ બ્રહ્મ સંબંધ લઇને સમર્પણ કીધું જીવન અમને, કેમ કે દુનીયાની ગરજ ના કશી તમને, તમે સેવક અમારા છો. અમે કહીયે તેજ કરવાનું, ગુરૂ આજ્ઞા ન ટળે કદી હોય જો મરવાનું

એક જણ—કૃપાનાથ! પણ આમાં તો અમારી નજર પહોંચતી નથી, આપની વાત જરાએ ગળે ઉતરતી નથી

જીવણ—નહિ ઉતરે તો જબરાઇથી ઉતારવી પડશે, નજર નહિ પહોંચે તો પહોંચાડવીજ પડશે, હું મારી સત્તા અજમાવીશ, તમે એ ભાટીયાઓને ન્યાત બહાર નહી મૂકો તો બળજોરીથી હુંજ મૂકાવીશ, તમારી ફરી ગયેલી બુધ્ધિને પણ હુંજ ઠેકાણે લાવીશ, યાદ રાખજો કે મ્હારી ઇચ્છામાં હુંજ ફાવીશ,

બધાએ ભાટીયા શ્રીમંતો મુંગાજ રહયા. કરે ડોનો વેપાર ખેલનાર ખેલાડીઓ, આ બગડેલ બુધ્ધિના ધર્મ ઢોંગી મેરસ્વામી મહારાજ પ્રત્યે ટગર ટગર જોતાંજ ઉભા રહયા, વાંચક જોઇ લ્યો આ પણ એક ભકિત! શું આવી વ્યભિચારી ભકિતથી ધર્મ નિંદાતો નથી! અને આ વ્યભિચારી વલ્લભી ગોસાંઇ બાવા તરફ જેટલો તિરસ્કાર વધુંઠે તેટલો

# સ્વ. શેઠ લક્ષ્મિદાસ ખીમજી



## તબેલાનું તોફાન.

વલ્લભ વંશના વડેલ ગોસ્વામી જીવણલાલજી મહારાજના વ્યભિચારના વમળમાં 'ચોવીસ ભાટીઆ શેઠ ઉપર થયેલો જુલમ તે માંહેનો આ એક નર-રત્ન છે. એમની સેવા જગ વિખ્યાત છે. હીંદુમુસલમાનના હુલ્લડ અવસરે થયેલી છે.

અરથાને છે! તેનો વિચાર કરો, જો આ તળેલાના તોફાનમાં રૂપા માધવજી એક ભકત હોય અને તેની સ્ત્રી પણ ભકત હોય આ જીવણલાલજી મહારાજની, તો આ જીવણલાલજીની તે એક પુત્રી બેટી અને બ્હેન સમાનજને! અને એ બહેન, બેટી અગર પુત્રી પર બદદાનત ગુજારનાર ધર્મગાદીપર આરૂઢ થયેલ ગોસ્વામી હોય તો એવા ગોસ્વામીને માટે હરેક સત્યનિષ્ઠ આત્માનો કેવો અવાજ નીકળવો જોઇએ! આંધળીયા ભકતોની વાતને ગટરમાં ગંધાવા દો. હજુ ઘણાંએ આંધળીયાં ભકતો છે જેમાં રાવ બહાદુર, જે. પી. ઓ પણ નથી એમ નહી, તેમ આજે દુનીયામાં સુધરેલી પ્રજામાં ખપતી જે કેલવણી જગ જાહેર છે તેવી કેલવણી પામેલા ડીગ્રીવંતા એમ. એ. ના મોથાજીઓ પણ આવા ચાંડાલ યોનિને લજાવનાર ગોસ્વામીઓની સખ પોલમાં પોલ થયા છે; તેઓને પણ આ ગોસ્વામી જીવણલાલજી મહારાજના વ્યભિચારી વર્તન પર થુંકવાનું સુઝશે કે પછી એમજ મનડું વાળીને મ્હો છુપાવશે કે, થઈ ગયેલીને વહેતી મુકો એમ કરીને આંખ આડા કાન કરશે! પણ એવું માનીને આંખ આડા કાન કરનારાઓ અચુકપણે જાણજો કે, જ્યાં ઇન્દ્રિય સંયમ જેવી કશીએ વસ્તુજ નથી માત્ર એશ આરામ ગાડી લાડી વાડી બંગલા બચ્ચાં કચ્ચાં રાંડવું માંડવુ બધીએ ઉપાધીમાં ગુંથાયેલા ગોસ્વામીઓને આ જીવન કાર્ય હોય તો બસ શ્રી ઠકુરજીની આઠ વાર દર્શન લીલા ઉભી કરવી અને અવનવી છેલ છબીલીઓ નિહાળવી અને પહોળા પગ કરી ચર્ણ સ્પર્શ દેવરાવવા અને મનને ગમી એટલે નિજ પગનો અંગુઠો ઇલેકટ્રીક સ્વીચનું કામ કરી લે એટલો શ્રી કૃષ્ણાવતારથી ઇશ્વરાવતારનો સાક્ષાત સંગમ થઇ ચુકયો એમ માની બિચારી આર્ય અબળા નિજ શીયળ હોમાવી નાંખી યાવત ચંદ્ર દિવા કરૌ કલંકીણી તરીકે જગ મશહુર, દેશ મશહુર કુટુંબ મશહુર બની જાય, પણ તે ધર્મની આડમાં આવી એવી કલંકીણી રમણીના મા બાપો ભાઇ ભત્રીજાઓ જાણે છતાં નાજ વદે ચૂં કે ચાં જો વદે કંઇ નવું તો બસ ધર્મ ઘેલડાઓ બકી નાખે કે હાય બાપ! આ તો મુઓ નાસ્તિક નિવડયો! મંદીરની ગમે તેવી વાત તે થાય! કૃપાનાથની, ગોસ્વામી બાવાની, કાકા બાવાની આ મુઓ

નિંદાજ કરે છે, એટલે બિચારાને ઘર બહારજ થવું પડે વખતે કુટુંબના કોપનો ભોગ પણ થવું પડે એનું દ્રષ્ટાંત આ તબેલાનું તોફાન અચૂક ચાક્ષી પુરે છે, ત્યાં અધમંજ કહેવાય તબેલાના તોફાનમાં સપડાએલા મુંબઈના ભાટીયા કોમના શ્રીમંત શેઠીયાઓ કે જેમનું નામ આલમ મશહુર છે તેવાઓની પણ જીવણુલાલજી મહારાજની શેતાનીયતની સ્હામે થવાની હિમત નાચાલી, ' ઓ પ્રભુ ! ઓ કૃપાનાથ ! એમજ કાલાવાલ અને પાર્થના ગુજારતાં વ્યભિચારના ચરખે ચડેલા જીવણુલાલજીને સ્હામે ટગર ટગર જોતાંજ ઉભાં, જીવણુજી મહારાજની મુખાકૃતિ તો આવેશ થી કાલ ભઇરવ સમી બની ગઇ,...ફરી એક વાર જીવણુજીએ તે લોકોને ધમકી આપતાં કહયું.

જીવણ—યાદ રાખજો મ્હારી આજ્ઞાના પાલનમાં તમારો પ્રાણ સલામત છે. તમે નહીજ માનો તો તમારો જાન જોખમમાં છે,

બધા—( મુંગાજ રહયા ).

જીવણુ—તો જોઇ લ્યો મઝા. તમને કરૂં છું હમણા કેદની સજા (મોટેથી) કોણુ કોઇ છે હાજર ? (ત્યાં તો બે ત્રણુ માણુસો દોડી આવ્યા)

માણુસો—(હાથ જોડી ) જી કંઈ ફરમાન !

જીવણુ—આ બધાને કેદ કરો અને ઉતારો તેમનું ગુમાન ( આ વાત ચીત જ્યાં થતી હતી તે પહેઢી હતી એટલે ત્યાંજ તેઓને અંદર પૂરી દીધા અને બહારથી તાળું મારી દીધું

મહારાજ ત્યાંથી વિદાય થયાં તેમ આવેલા માણુસો પણ ચાલી ગયા અ: શ્રીમંત ભાટીયા ભાઈઓ અંદરજ પૂરાઇ ચુકયા.

વાંચનાર જ્યારે જીવણુજી મહારાજે મુંબઈના ભાટીયા મહાજનના શેઠીયાઓને બોલાવ્યા હતા તે વખત બપોર પછીનો હતો બિચારા ભોળા આ ભાટીયા મહાજન ખરેખર અંધશ્રધ્ધાળુજ તો તેમને કયાં ખબર હતી કે આજનું તેડું એક ઉત્પાત એક તોફાન જગાવશે અને ધર્મના નામે પુજાતા, મનાતા, ગોસ્વામી જીવણુલાલજી મહારાજ

રૂપાની રૂપાળી ઉપર આશકનું ગાજર થઇ ગયેલા છે તેથી એ રૂપાળીને હાજર કરવા મહારાજ બાપજીની ગોદમાં નજર કરવાના કુટીલ કારસ્તાનના ભોગ થવું પડશે, અને આમ એકાએક કેદ થઇ જવાશે, આ ભાટીયા કોળું અંદર અંદર વિચારમાં ગુંચાયું કે કૃપાનાથની હઠમાથી કેમ બચવું, અને ઇજ્જત મોભો કેમ જાળવવો, તેમ ઘર ભેગા શી રીતે થવું! સઉને એકજ વિચાર એકજ સ્થાનમાં એકજ કાર્ય માટે પલે પલે થતો હતો આ બધામાંથી—

એક—કૃપાનાથની આજ્ઞા માનવીજ ઘટે, નીકર આ સડવાનું જરાએ નહી મટે,

બીજો—પહેલાને પુષ્ટિ આપતાં હાસ્તો, પ્રભુ આજ્ઞાને લોપાય એને સતા છે એટલે એ તો જે કરે તે થાય, એની સામે તો ભલભલા ભુપતિ પાણી ભરે આ તો ગોસ્વામી બાલો જે ધારે તે કરે.

ત્રીજો—(વચમાં) હાં, ખરૂંજ એતો શ્રી મહાપ્રભુ, અમંડ ભુમંડલાચાર્યના કુલ દીપક અને આપણે તો આખરે જાતના સેવક, પ્રભુએ આમ આજ્ઞા કરીને આપના પર ખુબ કીધી મહેરબાની, હું તો માનું છું કે અરેખર એતો મહાભાગ્યની નીશાની એને હાથથી જતી ના કરો, કૃપાનાથને સંતોષી જીવન સાર્થક કરો, અરે રૂપાનું નસીબ ફૂટયું છે, પ્રભુનું અપમાન! હાય! રૂપલાનું આયુષ્ય હવે ખુટયું છે.

ચોથો—(કંઇ યાદ આવતાં) સાંભળો! (બધા ચુપ થઇ ગયા) રૂપાએ બ્રમ્હસંબંધ લીધો છે!

ત્રીજો—હા વળી આજ મહારાજે (જીવણલાલજી) એને બ્રમ્હસંબંધ દીધો છે.

ચોથો—તો પછી ઝગડોજ કયાં રહયો? રૂપો શેનો એની બાયડીને લઇ ગયો! આમાં રૂપાનું કંઇ ચાલશે નહી, રૂપો કૃપાનાથની સામે ફાવશે નહી.

પાંચમો—પણ હવે આપણે શું કરવું? એ રૂપાળી માટે શું આપણે મરવું!

ત્રીજો–કૃપાનાથે કહ્યું તેમજ કરવું એમની ઇચ્છા પ્રમાણેજ વર્તવું.

બીજો–વાહ! વાહ! શું એવું હલકુ કામ તે થાય, રૂપો પોતાની સ્ત્રીને ના મોકલે તેમાં તેને કેમ ન્યાત બહાર કરાય!

ચોથો–બ્રમ્હ સંબંધના આધારે ધન માલ સ્ત્રી પુત્ર પુત્રી આદી શ્રી આચાર્ય ચરણ એટલે બધુંએ સમર્પણ.

પાંચમો–ઠીક ત્યારે આપણને શું!

ચોથો–વળી આચાર્ય ચરણનું સ્મરણ અને નામ ભજો. એ ભગવદ નામના બદલે સ્વ તજો આમ વાત ચીત ચાલે છે ત્યાં છેક સાંજના મહારાજ અને એક બે હજુરીઆ કલમ અને ખડીઆ સહીત દાખલ થયા અને બારણું ઉઘાડયું તેવાજ જીવણલાલજી મહારાજ તડુકયા.

ભક્તગણ! કેમ શા વિચાર પર આવ્યા, આ કાગળપર સહીઓ કરો એટલે તમે સઉ ફાવ્યા.

૧–(બધામાંથી) કૃપાનાથ! આજે હમને જવા દો. આવતી કાલ સુધી મુદત દો. હજુ કશોએ વીચાર કર્યો નથી, વીચાર કરવાનો અમને અહીં જરાએ વખત મલ્યો નથી. વીચાર કરીને આવીશું, પછી જે તે નક્કી જણાવીશું.

જીવણજી–ઠીક છે જાઓ વીચાર કરી જો જો. પણ કાલે વહેલા આવજો.

ફરમાનને તાબે થઇ
નિજ નામને અમર કરો,
સેવક તણુ કર્તવ્ય સમજી
શુધ્ધ વહૈશ્ણવ જન બનો.
પુષ્ટિ કેરા માર્ગમાં
છે જાર સેવા ઉતમ ગણી,
એથી) આચાર્ય ચરણ સેવવા
લાવો રૂપાની બાયડી.



# ગોધાલાલજી?

વાંચનાર! આ મહારાજને બરોબર નીહાળ અને મન સાથે

તોલ કર કે પોકમા છુપાયેલા બીડી બજારના

આ શાહુ કોણ છે!

સિધ્ધાંત છે ગુરૂ મંત્રનો,
પળાય હેતે તમ થકી,
ભકતની ભૂગોળમાં
તમ કિર્તી અંકાય: સુવર્ણથી.

પાઠક બીજે દીવસે આ અંધ શ્રદ્ધાળુ શ્રામાનો પોતાના બોલને પાળવાને જીવણજી મહારાજ ૩ જા ભોયવાડાધીપતિ રાજના કુટીલ કદમોમાં હાજર થઈ ગયા, એવે સમયે જીવણલાલજી મહારાજ કહ્યા—

'કેમ શા વીચાર પર આવ્યા! સુખના ઉગતા સુર્યા પર કે દુઃખના અસ્ત થતા ચંદ્ર પર!

આમ કહીને તે સઘળાએ શેઠીયાઓ પાસે એક લાંબો કાગળ મૂકયો, અલબત એ કાગળ પર તેઓમાંથી કોઇ સહી કરવા રાજી નહોતું પણ કૃપાનાથની સામે બોલે કોણ! ટગર ટગર એક બીજાના મ્હોં સામું જોવા લાગ્યા, ઘણાકોના ડોકાં ડોલાયમાન થઇ રહયાં હતાં બહુ વાર પર્યંત તેમાંથી કોઈના બોલ્યું, ત્યારે ફરી એક વાર જીવણજીએ શુરાતન ઝળકાવ્યું.

જીવણજી—ભકતગણો! આમ શુમ સામ બેસી રહે આરો કેમ આવશે! કૃપાનાથ! કૃપાનાથ કહો છો પણ એનું માન જાળવ્યા શીવાય કેમ ચાલશે!

બધા શેઠીયાઓમાં જેઓ જીવરાજ :બાલુના કરતા કારવતા શેઠ ખટાઉ મકનજી હતા તેઓએ કહયું—

મહારાજ! આ કામ હમારાથી ના બને, આપ કહો છો તેમ કરીએ તો લોક નિંદે અમને–પ્રભુ પણ કોપે, કૃપાનાથ આપને આમ કરવું ના શોભે.

જીવણજી—અરે! મ્હારા સીવાય ત્હમારો બીજો પ્રભુ કોણ સુઓ છે. હું બેઠાં શું ત્હમને અન્ય ઇશ્વરનો ડર ઉભો છે?

ગોકુલદાસ—કૃપાનાથ ! આમ બોલવું આપને ઉચિત નથી– આપ અને આખી દુનીયા એ પરમેશ પાસે કોઈ ચીજ નથી.

જીવણ—શું બકો છો, જેમ ફાવે તેમ લવો છો ! હું કોણ તેની ત્હમને ખબર છે ?

ના ઓળખું હું ઈશને કે કોણ બીજો ઇશ છે !
ખાલી લવારી ના કરો એ ઇશ નકામી ચીજ છે !
તમારો ના પ્રભુ બીજો (એ) પ્રભુને ઓળખું ના હું
સત્તા મ્હારી ચલાવું છું પ્રભુ તમારો અરે હું છું

માટે માનો અને મારી આજ્ઞાને સત્ય પ્રમાણો.

બધા—એમ બનવું અશકય છે.

જીવણજી—તો જોઇ લ્યો હવે મજા, ( આમ કહીને પોતાના ભાઈ ચાઓ પાસે આ બધાયે શ્રીમંત શેઠીઆઓને ધકકામુકીથી ઘોડારમાં પુરાવ્યા. આ વખતે મહારાજે હંટરથી રૂઆબ બેસાડયો.

લાખખો કરોડની ઉથલ પાથલ કરનારા ભાટીયા કોમનાં અગ્રેસરો, શ્રીમંત શેઠીયાઓ વેપાર વણજના કાર્યમાં મહા કુશલ બુધ્ધિવંતા ઓ, આ કમ ચાંડાલ, સેતાન, જ્ઞાનમા ઘંટ, બુધ્ધિમાં બુઠ્ઠલ, ગુણમાં ગધ્ધા એવા ગોલા ગોસ્વામી જીવણલાલજીના જુલમોના ભોગ થઇને મંદિરના તબેલામાં કે જ્યાં ઘોડાની અઘાર મુતર, તેમજ બીજાએ ઢોર ઢાંખરના ગંધાતા છાણ અને મુતરથી લદબદ થયેલા તેમજ માંકડ ચાંચડ અને મચ્છરોથી મલીન વાસમા માત્ર ' આંધળી શ્રધ્ધા ' અને પુષ્ટિમાર્ગનાં ધતીંગને ધર્મ, ફરજ માનીને એ ડફોળ શંખભારથી નરકના ખદબદતા કીડા ગોકલીઆ ગોસ્વામીને 'કૃષ્ણ અવતાર' સમજી યા તો 'ઇશ્વરના ઇજારદાર' માનીને, બીચારા શેઠીયાઓ ચું કે ચાં કર્યા સિવાય, મુંગે મ્હોડે ગુરૂ–ઘંટ–આજ્ઞાને શીરોધાર્ય કરીને સીધા વ્યા, પૂરાયા ઘોડારમાં, અલબત એ વખતે જીવણજીના હાથમાં હંટર, ચાબખો હતા અટલ વખતે ચાબખાના ચમતકારના ભયે કરીને પણ કદાચ આ ધનાઢયો ઘોડારમાં પુરાયા હોય, ગમે તેમ પણ આ



સીંધ શાહબંદરના ભાટીઆ ધીવાલા રૂપા માધવજીની સ્ત્રીપર લટ્ટુ થએલા ગોસ્વામી શ્રી ૧૦૮ જીવણજી મહારાજે રૂપના ગામ પોતના ચાર ભેટીયાઓ સાથે શેજાં ડોશી કુટણી-શામદારની સરકારી હેઠલ સ્વારી મેંકલી હતી ત્યાં આ જીવણજી મહારાજના ગાંડુઓ, (ભડુઆ) અને શેજાં ડોશીને ગધેડા પર બેસાડીને ગામમાં ફેરવ્યા રાંડ શેજાંને બેસાડવા જતાં પડી જતી હતી તેથી તેને સત્તાવાલાએ ગધેડા સાથે કસીને બાંધી હતી તેજ વ્યભીચારી વર ગધેડાનું સરઘસ.

'તબેલાનું' તોફાન.

જગ મશહુર અને મુંબઈના માનીતા નર રત્નો ભાટીયા કોમનું નાક, હોવા છતાં પણ આ કટોકટના અવસરે રાંક બની તબેલામાં કેદ પડયા.

" ઘોડારમાં બાંધી પુરીને ચાબખાઓ મારતા "

એ લીટીનો સ્વાદ પુરાયેલા શેઠીયાઓ ચાખેજ, એ નિર્વિવાદજ હતું એ કેદખાને ખરેખર આ ધર્મ ભોળા શેઠીયાઓનો એ દિન રૂઠેલોજ, કારણ કે પોતાના રહેઠાણેથી જ્યારે મંદીરે જીવણજી મહારાજ ની આજ્ઞા મુજબ આવેલા ત્યારે પોતાના પુત્ર પરિવાર ભાઇ ભાંડુ કે કોઇને એમ તો નહીજ ખબર દીધી હશે કે, મંદિરના મહારાજ જીવણજી ની મ્હોકાણમાં અમે જકડાઇ જઇશું. કેદખાને પડીશું, એથી તમે બધાયે તપાસ કરવા નીકળજો આવજો અને શેતાન મહારાજને તમે બ્હાર નાઓ જબરી શીકસ્ત આપજો અને અમને સહી સલામત પાછા છોડાવી લાવજો.

કેદખાનામાં, અરે ! ઘોડા અને બીજાં જાનવરોની અપાર મૂતરથી લદબદ થયેલી, માંકડ ચાંચડ મચ્છરોથી ખચ્ચ થયેલી ગંધાતી ઘોડાર માં મુંબઈના નામચીન જગ મશહુર અને ભાટીયા કોમના મહાવીર અને વેપારના અઠંગ ખેલાડી, ચોવીસ શેઠીયાઓ આ જાલીમ જીવણજી ગોસાંઈના નરપીશાચી કારમા ક્રુર કારસ્તાનના ભોગ બની પૂરાયેલા છે, એનાથી હવે પોલ વાંચનારાઓ જરાએ અજાણ નથી આ શેઠીયાઓ ને એક આખી રાત્રી તો એ દુર્ગંધવંતા તબેલામાં ભુખ તરસમાં ટલવે લતા આકુલ વ્યાકુલતામાં ગાળવી પડી. આ દરમ્યાન એક અતિ અચંબા ભરેલો આ ગોલા ગુરૂ દેવની પ્રભાનો સાક્ષાતકાર થયો તે ચોવીસમાંના થોડાકને લાગેલો એવો બનાવ બન્યો. ખરેખર આજે પણ જો કોઈ આવા ધર્મ ઢોંગી ધુતારા, પાખંડી, સેતાનના સાથીઆર ધર્મા ચાર્યોની છાતી પર કંઈ સાચાસાચ કહે અને પછી એ કહેનારને કુદ રતી રીતે સ્વાભાવિકતા માથું દુખે અગર ઉલટી અથવા ઠેકર જેવો કંઈ અકસ્માતિક બનાવ બને અને તે જાહેરને ખબર પડે તો જરૂર એવા ધર્મ ઢોંગી ગુરૂઓને સાચું કહેનાર પર એજ રીતના વકય વર્ષા ચાલુ થઇ જાય છે કે, જોયુંને મહારાજને, ગોસાંઈ બાલકોને યા

આમ ગુરૂને પેલાએ આમ કહ્યું, આવું લખ્યું, તેથી તાવ માથું દુખવાનો અને પીડાનો ભોગ થયો, મહારાજ તો પ્રભુ ! ઇશ્વર ! કૃષ્ણાવતાર એમને તે કંઈ કહેવાય ! એ તો જે કરે તે નિર્લેપતાથી, નિષ્કામનાથી અને કેટલુંક તો તેઓ લીલા કરે છે મનુષ્ય-કોટીને બોધ રૂપ થઇ પડે, એટલા માટેજ આવી ઉટ-પટાંગ વાતો ધર્મ ઢોંગી ડફોલ અને શંખ ભારથી ગોળા ધર્મ ગુરૂઓના અને ગોસાંઈ બાવલાના પાપી પંઝામાં સપડાયેલ ધર્મ ઘેલા શિષ્યો કરી રહે છે. એથી ડરીને બીચારા ગુરૂઓના પાપકર્મ તરફ આંખ આડા કાન કરે છે તેવી રીતે મધ્ય રાત્રીએ એ ગંધાતા તબેલાના છાપરામાં અચાનક આ શેઠીયાઓની દૃષ્ટિએ એક લટકતો સાપ પડયો કે, તરતજ કેટલાક તો થરથરાટ અને ગભરાટમાં ઘાયલ થયા-"ઓય બાપલા ! વળી આ શો ચમત્કાર ! આ તો સર્પનો સાક્ષાત્કાર ! ઓ પ્રભુ ! પ્રભુ ! હવે શું થાય ! ઓ શ્રીજી બાવા આ આફતથી કેમ બચાય ! અરે જુઓ ! જૂઓ ! કેવો હાલે છે, ખરેજ આ તો મહારાજનું કહ્યું ના માન્યું એથી મહારાજ સર્પ વેષે કરડવા આવે છે. બચાવો ! બચાવો ઓ નાથ ! વ્હારે ધાઓ ! ધાઓ !' આમ બિચારા અંધ શ્રધ્ધામાં સપડાયેલા ભાવિકો ગભરાઈ ગયા

એક જણ-આમ ગભરાયે કંઈ આરો ન આવે, એ તો મહારાજના ચરણે નમ્યા સીવાય કોઈ નહી ફાવે. મહારાજનું કહયું માનો, નહી તો નિશ્ચયથી કહું છું કે આમાં મોતજ પરમાણો.

બીજો—જુઓ ! જીવણજી મહારાજ રૂપાની બાયડી માટે સાપ થયા, જલદી મહારાજને બોલાવો નહી તો ભોગ મળ્યા. મહારાજને કહો કે કૃપાનાથ ! આપનું ફરમાન હમારે કબુલ છે. આપ જે આજ્ઞા કરો તે અમારે મંજુર છે.

આમ જેને જેમ ફાવ્યું તેમ ગભરાયેલા હૃદયે ઉભરા કાઢવા લાગ્યા, આ બધુંયે શેઠ લક્ષ્મીદાસ ખીમજી, શેઠ ગોકુલદાસ તેજપાળ, શેઠ ખટાઉ મકનજી અને બીજા કેટલાક શાણાં હતા તેઓએ બીધેલા લોકોને આશ્વાસન દીધું કે 'અરે ભાઇઓ ! આમ ગભરાવો છો શું કામ ? આવી જગા તો સાપ વીંછીઓનુંજ ધામ. એમાં જરાએ ન

હાશે હામ, અને એ પાપી મહારાજના બુરા કામને ઉતેજન મદદ દઇને બગાડો ના તમારૂં કુળ નામ. જરા ધૈર્ય ધરો, વિચાર કરો. મહારાજની આજ્ઞા અઘટીત છે, તે તમારે, તમારી કોમને આખા સમાજને કરવું અનુચિત છે, છતાં ગભરાએલા બીજા શેઠીયાઓને ધીરજ ના રહી, અને ધીરજ દેનારાઓને કહેવા લાગ્યા—

"તમે તો તદન નાસ્તિક છો, તમારી નજર સામે આ સાપ છે છતાં.........."

એક શેઠ—ભાઇઓ! જરા વિચારો તો ખરા! તમે લોકોએ કૃપાનાથને સાપ કહયા, શું રૂપાની બાયડી માટે કૃપાનાથ સાપ બન્યા? ત્યારે શું જીવણજી મહારાજનો ઉતમ માનવ દેહ તો નિર્થક ગયો ને? એમના ભકતોને તાબે કરવાને રદ બાતાલ થયોને? અને હવે શું સાપના રૂપે કરડવાનો ભય બતાવે છે? મ્હને તો તમારા જેવા ગાડરીયા ઘેટાઓ પર દયા અને હસવું બન્ને આવે છે. જરા શરમાઓ! લજાઓ! સાપને જીવણજી મહારાજ ન કહો, અલબત મહારાજ પોતે અત્યારે સર્પ જેવા લાગે છે. જુઓની, રૂપાની પાસેથી એની બાયડી માગે છે. મહારાજ એવા છછુંદર ઉંદરના છુમંતર જાણતા હોય તો રૂપાની બાયડી જેવી બીજી કેમ ઉભી કરી દેતા નથી? આમ એક શેઠ વાત કરી રહયા છે ત્યાં વળી બીજાએ ડબકુ માર્યું અને પેલા શેઠને બોલતાં અટકાવીને—

બીજો—પણ સમજો કેમ નહી? એ તો ભુતલપરની લીલાનીજ ભકતોની ભકિતની થરમોમીટર જુવે છે, અને એમને કયાં નવાઇ છે ગમે તેનું રૂપ ઉભુ કરવું, લેવું, એ બધું એ બને, અને બનાવે એમની પાસે કોઇ ના ફાવે, રૂપાની બાયડી જેવી બીજી બાયડી ઉભી કરવાની લીલા નહી કરવી હોય અને જે છે હયાત અને હાજર તેજ શ્રી ઠાકુરજીની સેવામાં રાખવાની હોય, આપણે કોણ માત્ર એ મહાપ્રભુઓની કલ વીકલ કલાને પામનાર જાણનાર?

આ વખતે પેલા શેઠ જે સમજાવી રહયા હતા, તેઓને દુખ થયુંજ હોવું જોવું જોઇએ, કારણ મૌન હતા થોડીવાર, અને એથી ઉદગાર પણ મુખવાટેથી નિકળ્યા હોવા જોઈએ કે 'ઓ પ્રભુ!' આ તે ધર્મ! કે ધમ ના!

પડદે, એ ધર્મ ના બ્હાને શેતાનો અને બદમાસોને હાથે આર્ય રમણીના અમોલ શીયળ લુંટવાની પીશાચ લીલા ! પ્રભુ ! આવો સીતમ ! આવો અજબ ! આ ભારત ભુમિ કે, જે ભગવાનની ભક્ત મૂનિઓનો મંદિર મનાય છે એવી પવિત્ર ભુમિમાં આ સીતમ ના થવા દો !" બાદ બીજા શેઠ પાછા બોલવા લાગ્યા.

બીજા–હવે બોલતા નથી! મનમાં ને મનમાં ચલાવો છો ખરૂં છે હવે તમે બોલોજ કયાંથી ?

પહેલા—ખરૂં છે ધર્તીંગોના શંટીંગો ચાલે ત્યાં બોલવાનું હોય કયાંથી ! એટલામાં એ શેઠીયાની નજર છાપરામાં પેલા લટકતા સાપ ઉપર ગઇ એ વખતે સાપ તો આ ચોવીસ શેઠીયાઓની જાગે દરકાર સરખી પણ કરતો નથી તેમ ગુમાનમાં ડોલતો ડોલતો બીજી તરફ પ્રયાણ કરવા લાગ્યો, એથી એ શેઠે બીજાઓને ધીરજ આપતાં કહયું.

'ના ગભરાઓ ! જુઓ એ બલા દુર થઇ જાય છે. ખરેજ, બીજાઓ ડોકીયાં સાપવાળી જગા પર ઠેરવે એટલામાં તો સાપ બાવા યહ ચલાયન થઇ ગયા ! કયાં ગયા ! કયાં ગયા ! ઘડીભર એજ ગડમથલ થઇ રહી, એટલામાં પરોઢીયું થઇ ગયું હોવાથી જીવણ બાવા (મહારાજ) બીજા બે ચાર લઠધારીઓને લઇને એ તબેલે આવી ચડયા અને બારણું ઉઘડયું, તબેલામાં ભુખ તરસ ઉંઘ બધા પર પાણી ફેરવીને દીર્ઘ અને લઘુ શંકા ને શંકામાં રાખી બેઠેલા ચોવીસ શેઠીયાઓ હતા તેમાંના સાપ બાવાને જોઇ ડરી ગયા હતા તેઓ જીવણ બાવાને જોઈ ન્યાલ ન્યાલ થઇ ગયા એકેક આઘા પાછા થતા સાયકલની ચેન ગીરાલ ગોઠવાઇ ગયા, મરદોન તો જાણે મેદાનજના એવો મૂખનો રંગ એ ચોવીસમાંથી કેટલાક શેઠીયાનો ખીલી રહયો હતો.

જીવણજી—(શેઠીઆઓને બાવરા બાવરા થયેલા જોઇને) કેમ શેઠીઆ શા ગભરાટમા છો ? કયા ઉત્પાતમાં છો ! કંઇ વિચાર કર્યો ?

કેટલાકો–કૃપાનાથ ! એમા વીચાર શો કરવાનો ! તાબે છીએ એજ વિચાર, આપની આજ્ઞા મુંજબ વર્તવાનો.

જીવણજી—તો લ્યો આ કાગળ અને કરો સહીઓ ને પછી થાઓ આમ કરવાને આગળ. જેથી શાહબંદરવાળાનો ઉતરે અભીમાન અને લેખે લાગે મ્હારૂં ફરમાન, (આમ કહે છે ત્યાં બે ત્રણ શેઠીયાઓ વચ્ચે આવી બોલવા લાગ્યા.

એક જણ—મહારાજ! સહી ફહી રહેવા દો, અમારી ઇજ્જતને હાથ ના દો.

જીવણ—હજુ તમારૂં આ ગુમાન! શું મારા ફરમાનનુ હજુ કરે છો અપમાન?

બીજો જણ—આપનું ફરમાન અધમ છે, એને તાબે થવું એજ પાપ કર્મ છે.

જીવણ—તમને મ્હારી આજ્ઞાને તાબે કરીશ, મ્હારી ઇચ્છા મુજબ હું વરતીશ. મ્હારા કામમાં કોઇ આડે આવી શકશે નહી. અને કોઇ આવે તો ફાવી શકશે નહીં.

એક જણ—મહારાજ! આ બોલવું અહંકારી છે, અમારો તમારો અને સઉનો એક મ્હોટો ઉપકારી છે, એનેજ સઉ તાબે છે.

જીવણ—અરે! હું શું કોઇને તાબે છું? હ........ઓફ! આચાર્ય મહાપ્રભુનો વંશજ છું. છતાં એવો કોણ મુઓ છે કે જેણે હુ તાબે છું!

ત્રીજો જણ—મહારાજ આ ધાંધલ રહેવા દો, આ કાગળમાં શું છે તે જોવા દો.

જીવણ—એમાં શાહબંદરવાળાને મહાજન બહાર મુકવાનો ઠરાવ છે, તેમાં તમારી સહીઓ લેવાની મારી મુરાદ છે.

બધાએ—તેમ કદી નહિ બને.

જીવણ-(ગુસ્સે થતાં) તો નહી છોડું તમને, (પોતાના સીપાઇઓને) લાઓ ચાબુક! (બસ ચાબુક હાથમાં લઇને જેમ શેતાન ફરે તેમ આ ધર્મ ગુરૂ, ગોસ્વામી બાવો, બાટીઆઓને સ્વર્ગે પહોંચાડનાર ઇશ્વરનો

ઈજારદાર વામ માર્ગી મહા-પ્રભુ વલ્લભ-વિઠલેશના વંશનું જીવણજી મહારાજનો હાથ આ ચોવીશ શેઠીઆના બરડા પર ફરવાને તરવરી રહયો, અરે! શરૂઆત પણ કોઇ કોઇ બરડાપર કરી દીધી. બસ, પછી પુછવું શું! આ ચોવીશ શેઠીઆઓમાં માત્ર ત્રણ ચાર શેઠીઆઓ મહારાજ જીવણજીના દુષ્ટ વ્યાભચારી ફરમાનને લેષ પણ તાબે થયા નહી. પરંતુ બાકીના એકવીશ શેઠીઆઓએ ચાબુકના ફટકાના મારને નહી સહન કરી શકવાથી જીવણજીના જુલમી દોરને તાબે થયા અને શાહબંદરના ભાટીઆ મહાજનને મહાજન બહાર કરવાના લખતપર એક પછી એક સહીઓ કરવા મંડી પડયા. જેમ જેમ સહીઓ થતી ગઇ તેમ તેમ એ શેઠીઆઓને મુકત કરી દેવામાં આવ્યા. અંતે પેલા ત્રણ ચાર શેઠીયઓને ખુબ દમ દાટી અને માર ફટકાની ધમકીઓ દીધી પરન્તું એ વખતે આ ત્રણમાંથી એક શેઠે ફાટી આંખે કહયું:- મહારાજની બરોબર સામે આવીને કહ્યું-

"મહારાજ! હવે તમારો બીજાજ હાથ કરો, અમે જોઇએ છીએ કે હવે તમે અમને કેટલોક વખત રાખી મુકો છો, હમણાંજ આ વાતની પોલીસને ખબર કરી દઇએ છીએ, અત્યાર સુધી અમે એમજ માનતા હતા કે આપ કૃપાનાથને વિનવીને જણાવવુ, પરન્તુ આપનુ હૃદય પાષાણ છે જરાએ અસર થતી નથી, એથી હવેજ તમને ખબર પડશે" 'આ શબ્દો મહારાજ જીવણજીના કાને પડતાજ અને પીલી પાઘડીનુ નામ યાદ થતાંજ જીવણજીની ધોતી સાવ ઢીલી થઈ ગઇ અને એક બાહુક, મુઢ, બેવકુફની માફક એ લોકો તરફ જોતોજ રહયો આ ત્રણ ચાર શેઠીયાઓ સમજી ગયા કે મહારાજના મોતીયાં મરી ગયાં છે, પોલીસનું નામ દેતાં આ બેવકુફ ગોસ્વામી ઢીલો પોચો થઇ ગયો છે, એજ એનુ પાપ એના કપાલ ઉપર તરવરી રહ્યું છે, માટે આ લાગ છે એમ ધારી એક જણે કહયું-

'ચાલો! જોઇએ છીએ, આ મહારાજ શું કરે છે' આમ કહીને પેલા ત્રણ ચાર શેઠીયાઓ તબેલામાંથી જરાએ કોઇની અટકાયત સીવાય બહાર ચાલી ગયા, મહારાજ એમના સામું એકી ટસે જોઈ રહયો.

વાંચનાર! આ ત્રણ ચાર શેઠીયાઓ બીજા કોઇ નહી પણ જન્મા ષ્ટમીના ખાસ અંકમાં બહાર પાડેલાં મુલ્ક મશહુર મુંબઇના અગ્રગણ્ય વેપારી ભાટીયા કોમના નર રત્નોજ હતા, ત્યાર બાદ આ શેઠીયાઓએ મંદીરમાં પોતાના જીવનમાં પગ મૂકયો નથી, અને એમના કોઇ પણ વારસદારો મંદીરો તરફ ભાગ્યેજ પોતાની જમણી આંખ ફરકાવતા હશે.



**આવો. આવો. આવો. અને આવો.**

હીસ્ટીરીયા જેવા જકકી દરદોથી હેરાન થતા ભાઇ અને
બ્હેનોના માટે અકસીર ઇલાજ.

# એક મહાત્માની પ્રસાદીનો અદ્ભુત
# ચ મ ત્કા ર !

સેંકડો માણસોના આશીર્વાદ લઇ ફતેહ પામેલી જંગલની જડી બુટી ઉપરના દરદથી પીડાતા ભાઇ બ્હેનોને ખાસ નમ્રતા પૂર્વક ભલામણ કરવામાં આવે છે કે વાઇ, ગોથું, ફેફરૂ, અને (તાણ) શરીરનું ખેંચાવવું. આવા અનેક દરદો ઉપર આ એકજ વસ્તુ ચમત્કારીક રીતે અસર કરે છે, જુનામાં જુનો વીસ વીસ વરસના દરદો નાબૂદ કરે છે, પરેજી કોઇ પણ જાતની પાળવી પડતી નથી, ગરીબ માણસને ફ્રી આપવામાં આવે છે.

આ દવાથી નીચે મુજબ રોગોનો તદન આરામ થાય છે, પેટના તમામ જાતના દરદો જેવા કે લોહીના પ્રદર નિયમીત અટકાવ ન આવતો હોય તો કમ તાકાત, પાચન શકિત વીગેરે તમામ દરદોને તાત્કાલીક ફાયદો કરે માટે દરેક ભાઇ બ્હેનને આ દવા ખાસ લેવાની ભલામણ કરવામાં આવે છે.

**સંધીવાનું તેલ.**—અમારૂં તેલ વાપરવાથી શરીરમાં સાંધાના દુખવા. કમરનું પકડાવવું, સંધાના અગર શરીરમાં કળતર તમામ દુખાવાનો કુદરતી અસર કરી નાબૂદ કરે છે, એક વખત વાપરી ખાત્રી કરો, બીજા દરેક દરદોની દવા બહુ કાળજીથી કરવામાં આવે છે, દેશી દવાઓ તથા દેશી હીકમતને ઉત્તેજન આપવું તે દરેક હિંદવાશીની ફરજ છે. **હીસ્ટીરીયાની દવા ડબીના કીં. ૪–૦–૦**

**સંધીવાનું તેલ બાટલી આંઉસ ૧–૮–૦**

મળવાનો ટાઇમ—સવારના ૮ થી ૧૨, અને સાંજના ૬ થી ૯ સુધી.

લી. આપનો,—કવિ **ભોગીલાલ** પાટણકર.

છીપી ચાલી, નં. ૨૯ હાજીઆહમદ હાજીમહમદનો માળો,—મુંબઇ.

વડોદરા રાજ્યની લાયબ્રેરીઓ માટે મંજુર થયેલું સચિત્ર.

# હીપ્નોટીઝમ અને મેસ્મેરીઝમ અથવા જીવતું વશીકરણ.



કર્તા—ઝવેરી સાકરચંદ માણેકચંદ ધડીયાળી
અનંતવાડી, ભુલેશ્વર મુંબઈ નં. ૨.

કિમ્મત રૂા. ૮ આઠ.

## અનુક્રમણિકા.

મળવાનું ઠેકાણું—**સાકરચંદ માણેકચંદ ધડીયાળી**
મદનજી મોહનજીનો માળો ત્રીજે માળે **અનંતવાડી.**

**ડોકટર પોપટ પ્રભુરામની**
**લેડની ગલી ભુલેશ્વર મું. નં. ૨**